॥ શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ ॥

## મંગલાચરણ

જે ઉત્પત્તિ તથા સ્થિતિ લય કરે વેદો સ્તુતિ ઉચ્ચરે ।
જેના રોમ સુછિદ્રમાં અણુસમાં, બ્રહ્માંડ કોટિ ફરે ॥
માયા કાળ રવિ શશી સુરગણો આજ્ઞા ન લોપે ક્ષણ ।
એવા અક્ષરધામના અધિપતિ શ્રી સ્વામિનારાયણ ॥

**વ્હાલા ભક્તજનો.....**

**પ્રથમ જ્ઞાન એટલે શું ?** તે જોઈએ તો શ્રીજી મહારાજે શિક્ષાપત્રીના ૧૦૪ના શ્લોકમાં કહ્યું છે કે, જીવ, માયા અને ઈશ્વર (પરબ્રહ્મ) તેમના સ્વરૂપને જે રૂડી રીતે જાણવું તેને જ્ઞાન કહીએ તેમજ સદ્. શ્રી ગોપાળાનંદસ્વામીએ પોતાની વાતોમાં કહ્યું છે કે ''શ્રી હરિજીના ધ્યાન કરતાં પણ જ્ઞાન તે અધિક છે.'' તે જ્ઞાન તે શું ? જે ભગવાનને જેમ છે. તેમ યથાર્થ જાણવા અને ભગવાનને અર્થે જે જે કરવાનુ છે તેને જાણવું તથા જીવ, ઈશ્વર, પ્રકૃતિ, પુરૂષ, અક્ષર એમના સ્વરૂપને તથા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના સ્વરૂપને જાણવું ઈત્યાદિક જ્ઞાન કહેવાય એવુ જ્ઞાન હોય તો એમાં સહેજે ભગવાનનું ધ્યાન થશે.

વ્હાલા ભક્તો...શિક્ષાપત્રી પ્રમાણે જીવ, માયા અને ઈશ્વર (પરબ્રહ્મ) એ ત્રણ તત્ત્વો અનાદિ છે. અને વચનામૃત પ્રમાણે જીવ, માયા, ઈશ્વર, બ્રહ્મ અને પરબ્રહ્મ આ પાંચ ભેદ અનાદિ છે...તો

**(૧) પ્રથમ આપણે પરબ્રહ્મ તત્ત્વ વિશે જોઈએ...**

**★ પરબ્રહ્મ તત્ત્વ શું છે ?**

તો પરબ્રહ્મ સદા દિવ્ય સાકાર ચૈતન્યની જ મૂર્તિ છે. તે મહારાજે (પંચાળાના-૭)માં વચનામૃતમાં કહ્યું છે કે સર્વના કારણ અને સદા દિવ્ય સાકાર એવા જે પ્રત્યક્ષ પુરૂષોત્તમ નારાયણની મૂર્તિને વિશે **''સાકરના રસની મૂર્તિની પેઠે ત્યાગ ભાગ સમજવો નહિ.''** માટે પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન સદા દિવ્ય સાકાર ચૈતન્યની જ મૂર્તિ છે. જ્ઞાનમય છે અને જ્ઞાનનુ જ સ્વરૂપ છે.

★ **પરબ્રહ્મના લક્ષણો શા છે ?**

તો મહારાજે શિક્ષાપત્રીના ૧૦૭માં શ્લોકમાં કહ્યું છે કે ઈશ્વર(પરબ્રહ્મ) તે જે તે જેમ હૃદયને વિષે જીવ રહ્યો છે તેમ તે જીવને વિષે અંતર્યામીપણે કરીને રહ્યા છે તે સ્વતંત્ર છે ને સર્વ જીવને કર્મફળ આપનારા છે અને સર્વ અવતારના કારણ છે. એમ પરબ્રહ્મને જાણવા.

★ **પરબ્રહ્મના અસાધારણ લક્ષણો શા છે ?**

તો સદ્. શ્રી ગોપાળાનંદસ્વામીએ પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાનના અસાધારણ લક્ષણો કહ્યાં છે તેવા લક્ષણો જેમાં હોય તેને પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન જાણવા. હવે આપણે તેના લક્ષણો જોઈએ...

(૧) પૂર્વે થયા જે સર્વે અવતાર તેમને પોતાના સ્વરૂપને વિષે દેખાડે.

(૨) તથા ગોલોક તથા વૈકુંઠ આદિક ધામને વિષે રહી જે દિવ્ય મૂર્તિઓને ને તે મૂર્તિમાં રહ્યા જે દિવ્ય ઐશ્વર્ય તે સર્વે પોતાની મૂર્તિને વિષે બહુ મનુષ્યને દેખાડે.

(૩) તથા જેવા તેવા જીવ તેમને પણ સમાધિએ કરીને પોતાની મૂર્તિને વિષે ચિત્તનો નિરોધ કરાવે છે.

(૪) તથા બીજા અવતાર ધરીને જેવુ જીવનુ કલ્યાણ કર્યુ તથા ચિત્તનો નિરોધ કર્યો તેવુ તો પોતાના ભક્ત દ્વારા સામર્થ્ય જણાવે.

(૫) તથા અપાર તેજોમય એવુ જે અક્ષરધામ તેમના મધ્યને વિષે રહ્યુ જે દિવ્ય સિંહાસન તેની ઉપર સદા વિરાજમાન ને ચારે કોરે અનંતકોટી મુક્ત મંડળની સભાએ વિટાણા એવા જે દિવ્યમૂર્તિ પોતે તેનુ દર્શન જેવા તેવા જીવને સહેજે કરાવે.

(૬) તથા પૂર્વે શાસ્ત્રને વિષે કહ્યા જે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિ તથા યોગ,સાંખ્ય ને વેદાંતાદિક શાસ્ત્રના મત તેમના સ્વરૂપનુ પ્રતિપાદન જ્યારે પોતે કરે તથા પ્રતિપાદનના શાસ્ત્ર કરે ત્યારે પૂર્વના શાસ્ત્રથી તેમાં બહુ ચમત્કાર આવે ને તે સહેજે સર્વના સમજ્યામાં આવે ને તે શાસ્ત્રમાં જેની બુધ્ધિ પુગતી હોય તેને યથાર્થ જાણ્યામાં આવે.

(૭) તથા પોતાના દર્શન માત્રે કરીને જ અનેક જીવના મનની વૃત્તિઓ સહેજે પોતાની મૂર્તિમાં તણાઈ જાય.

(૮) તથા જે કોઈ જીવે પોતાનો આશ્રય માત્ર કર્યો હોય તેણે કરીને પણ તેનુ મોટુ કલ્યાણ થાય ને તેના જીવનો અંતકાળ થાય ત્યારે પોતે પોતાના પાર્ષદે સહિત રથ કે વિમાન લઈને તેડવા આવે.

(૯) તથા પોતાની આજ્ઞાએ કરીને અનેક સ્ત્રી પુરૂષ તે પોતે પોતાના ધર્મને માર્ગે ચાલે તથા જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિને માર્ગે ચાલે એવી રીતનો વચનનો પ્રતાપ હોય.

(૧૦) તથા પોતાના સંબંધને પામ્યું જે વસ્ત્ર પુષ્પાદિક વસ્તુ તેના દર્શન માત્રે કરીને તથા સ્પર્શ માત્રે કરીને તત્કાળ જીવને સમાધિ થઈ જાય ને તે પછી બ્રહ્મપુરાદિક ધામ તથા ધામના દિવ્ય ઐશ્વર્ય તે દેખાઈ આવે.

(૧૧) તથા જેના સ્વરૂપ સંબંધી વાર્તાઓ કોઈક પરદેશમાં જઈને કરે તેને સાંભળીને મનુષ્યને અલૌકિકપણું જણાઈ આવે.

(૧૨) તથા જીવાત્મા, વિરાટપુરૂષ, પ્રધાનપુરૂષ, પ્રકૃતિપુરૂષ, અક્ષરધામ, અક્ષરધામના મુક્તો તથા અક્ષરધામ નિવાસી જે પોતે પુરૂષોત્તમ એ સર્વેનું નિરૂપણ ભેદે સહિત ને ઐશ્વર્ય સહિત નોખુ નોખુ સ્પષ્ટપણે પોતે કરી દેખાડે તથા ઐશ્વર્ય સહિત તેમના સ્વરૂપ બીજાને દેખાડે તથા આવી રીતના જ્ઞાનને પોતા થકી પામીને પોતાના ભક્ત પણ કહી દેખાડે એવી રીતની પ્રવૃત્તિ હોય.

(૧૩) તથા પોતાના અવતાર તે પોતાની મૂર્તિને વિષે લીન થાય પણ પોતાની મૂર્તિ કોઈ અવતારને વિષે લીન ન થાય એવી ક્રિયા સમાધિને વિષે કોઈ કોઈને દેખાડે.

**માટે વ્હાલા ભક્તો આપણા ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણમાં આ બધા લક્ષણો સહજ હતા** તે ચરિત્રોના ગ્રંથોમાં આપણે વાંચીએ છીએ અને સાંભળીએ છીએ માટે આપણા ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણ સાક્ષાત્ પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન છે એમ આપણે માનવું તે વિષે મહારાજ ઘણા વચનામૃતમાં તથા નંદસંતોએ વાતુમાં કહ્યું છે તે ટૂંકમાં જોઈએ.

**(૧) મહારાજે (અંત્ય-૩૮)ના વચનામૃતમાં કહ્યું છે કે** જે આ પ્રત્યક્ષ પુરૂષોત્તમ ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે ઈશ્વરના પણ ઈશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે ને સર્વોપરિ વર્તે છે. ને સર્વે અવતારના અવતારી છે ને તમારે સર્વને એકાંતિક ભાવે કરીને

ઉપાસના કરવા યોગ્ય છે અને આ ભગવાનના પૂર્વે ઘણાક અવતાર થયા છે તે પણ નમસ્કાર કરવા યોગ્ય છે અને પૂજવા યોગ્ય છે.

**(૨) મહારાજે (મધ્યના-૯)માં વચનામૃતમાં કહ્યું છે કે** જ્ઞાન માર્ગ તો એવો સમજવો જે કોઈ રીતે ભગવાનના સ્વરૂપનો દ્રોહ થાય નહિ અને કોઈ કાળે ભગવાનના વચનનો લોપ થતો હોય તો તેની ચિંતા નહિ પણ ભગવાનના સ્વરૂપનો દ્રોહ થવા દેવો નહિ અને જો ભગવાનનું વચન કાંઈક લોપાયું હોય તો તે ભગવાનની પ્રાર્થના કરીને પણ છુટકો થાય પણ ભગવાનના સ્વરૂપનો દ્રોહ કર્યો તો તેનો કોઈ રીતે છુટકો થાય નહિ માટે પોતાને સાક્ષાત્ મળ્યુ જે ભગવાનનુ સ્વરૂપ તેને સદા દિવ્ય સાકાર મૂર્તિ અને સર્વ અવતારનુ કારણ અવતારી એવુ જાણવુ અને જો એમ ન જાણે ને નિરાકાર જાણે ને બીજા અવતાર જેવા જાણે તો એનો દ્રોહ કર્યો કહેવાય.

**(૩) અ.મુ.સદ્. ગોપાળાનંદ સ્વામીની વાતોમાં સ્વામી પોતે કહે છે કે** આપણે ચોખ્ખી ઉપાસના સમજવી જે બીજા અવતાર તથા અક્ષરના મુક્ત તથા અક્ષર અને પૂર્વે જે જે અવતાર થઈ ગયા છે તથા આગળ થશે એ સર્વેના અવતારી શ્રીજીમહારાજ છે અને એ સર્વે અવતાર શ્રીજી મહારાજના ભક્ત છે એમ સમજવું અને સર્વને નિયમમાં રાખનાર પોતે એક જ છે પણ એ વિના બીજા કોઈ નથી એ મોટા સંતનો સિધ્ધાંત છે.

**(૪) સદ્. શ્રી નિર્ગુણદાસ સ્વામીની વાતોમાં લખ્યું છે કે** શ્રીનગરમાં નરનારાયણ પધરાવીને પોતે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને ત્યાં મોટામોટા સાધુ પ્રત્યે મહારાજ બોલ્યા કે કોઈ ભરમાશો નહિ આ તો અમે ઘણા જીવોના સમાસ અર્થે પધરાવ્યા છે પણ બદરિકાશ્રમમાં એ અમારૂં ધ્યાન ધરે છે. (વાત નં.૧૦૦)

**(૫) અ.મુ. સદ્. શ્રી ગુણાતીતાનંદ સ્વામીની વાતોમાં લખ્યું છે કે** બ્રહ્માંડ, બ્રહ્માંડ પ્રત્યે દસ-દસ મૂર્તિઓ છે. તેમા છ સગુણ ને ચાર નિર્ગુણ તે એવા અનંતકોટી બ્રહ્માંડ છે ને સર્વે બ્રહ્માંડમાં અનંત કોટાનકોટી ભગવાનની મૂર્તિઓ છે એ સર્વેના કારણ સ્વામિનારાયણ ભગવાન છે એમ જાણવું અને બીજા ધામને અને અક્ષરધામને તથા બીજા અવતારને અને મહારાજને એકસરખા કહે તેને પંચ મહાપાપથી પણ વધુ પાપી જાણવો ને એનો સંગ ન કરવો (પ્રકરણ ૩-૫ વાત નં.૧૨૪-૨૧)

**(૬)આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજે હરિલીલામૃતના ચોથા કળશના ત્રીજા અધ્યાયમાં લખ્યું છે કે** જ્યારે લોજમાં નિલકંઠવર્ણી આવ્યા ત્યારે મુક્તાનંદસ્વામીએ ભુજ રામાનંદ સ્વામીને પત્ર લખ્યો. પત્ર વાંચતા જ સ્વામીશ્રીની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યા આશ્ચર્યથી ભક્તોએ કારણ પૂછ્યું ત્યારે સ્વામીએ આનંદ સાથે કહ્યું **''હું ઘણીવાર કહેતો કે ''હુ તો માત્ર ડુગડુગી વગાડનારો છુ, વેશ ભજવનાર આવે છે તે સર્વોપરી ભગવાન લોજમાં આવી પહોંચ્યા છે.''** આમ શ્રી હરિનો અપાર મહિમા કહી પોતાના તમામ શિષ્યો ઉપર પત્ર લખીને જણાવ્યું કે હવે અમારા દર્શને નહિ આવતા સહુ લોજમાં તપસ્વીનાં દર્શને જજો. આમ સ્વામીએ કહ્યું હતું છતા લાલજી સુથાર (નિષ્કુળાનંદસ્વામી) ભુજમાં રામાનંદસ્વામીના દર્શને ગયા ત્યારે સ્વામી શ્રી મુખ ફેરવી ગયા. લાલજી ભગતે કારણ પૂછ્યું ત્યારે સ્વામી કહે લોજ તપસ્વીના દર્શને કેમ ન ગયા ? લાલજી ભક્ત કહે તે તપસ્વી કાંઈ તમારા જેવાતો નહિ હોયને ? ત્યારે સ્વામી કહે તમે બહુ મોટી ખોટ ખાધી તે તપસ્વીના ચરણની રજ તો અમારા જેવા લાખો ભક્તો માથે ચડાવે છે અને તે ઈશ્વરના ઈશ્વર એ સર્વે અવતારના અવતારી છે.

**જેમ કૃષ્ણ મોટા સર્વેથી, તેમ આ છે મોટા વળી એથી ।**
**આ છે અવતારના અવતારી, ઘણુ શુ કહીએ વિસ્તારી ॥ (હ.લી.૪૩/૪૨)**

(૭) વ્હાલા ભક્તો ! જે બ્રહ્માંડની પચાસ વર્ષની આવરદા પૂરી થાય ત્યારે સ્વયં સર્વાવતારી પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણ એક જ વાર પધારે છે તે અ.મુ. સદ્. શ્રી નિષ્કુળાનંદસ્વામીએ પુરૂષોત્તમ પ્રકાશમાં લખ્યું છે કે,

**આ વારનો જે અવતાર રે, એવો ન થાયે વારંવાર રે ।**
**નથી આવ્યા ને આવશુ ક્યાંથી રે, જન જાણજ્યો સૌ મનમાંથી રે ॥**

માટે ભગવાન શ્રી સ્વામિનારાયણને આવા સર્વોપરી જાણીને તેનો દૃઢ આશરો કરવો તે સારમા સાર છે.

**★ આપણો વિશિષ્ટાદ્વૈત મત અથવા સ્વરૂપાદ્વૈત મત તેમનો અર્થ...**

પરબ્રહ્મ સદા સાકાર સ્વતંત્ર પોતે એકજ છે તે સિવાયના બધા જ દાસ, સેવક, ભક્ત છે તે જેવા અક્ષરધામમાં સદા દ્વિભુજ દિવ્યસાકાર કિશોર મૂર્તિ થકા બિરાજમાન છે તેવાને તેવાજ સ્થાવર-જંગમ સર્વ જીવ પ્રાણીમાત્રમાં તથા મંદિરોમાં તથા સંતો-ભક્તોમાં તથા અણુ અણુમાં એ એક જ શ્રીજી મહારાજ રહ્યા છે. એમ સમજવું તે આપણો સ્વરૂપાદ્વૈત મત છે.

★ **પરબ્રહ્મ ભગવાન શ્રી સ્વામિનારાયણના છ ભગ :-**

(૧) જ્ઞાન :- સર્વ જાણનારા
(૨) શક્તિ :- સાધન વિના સંકલ્પ માત્રથી બ્રહ્માંડો રચે છે
(૩) બળ :- બ્રહ્માંડો સર્જ્યા પછી ધારી રાખે છે
(૪) ઐશ્વર્ય :- સર્વનુ નિયમન કરે છે
(૫) વીર્ય : જે અવિકારી રહે છે
(૬) તેજ :- જેને કોઈપણ પરાભવ ન કરી શકે

★ **પરબ્રહ્મ ભગવાન શ્રી સ્વામિનારાયણના આઠ મહાગુણો :-**

(૧) અપહતપાપ્મા :- સર્વથા પાપ રહિતપણુ
(૨) નિર્જર :- જરા રહિતપણુ (વૃધ્ધાવસ્થાએ રહિતપણુ)
(૩) વિમૃત્યુ :- મૃત્યુ રહિતપણુ
(૪) વિશોક :- શોક રહિતપણુ
(૫) અવિજિઘત્સા :- ભોગની ઈચ્છા રહિતપણુ
(૬) અપિપાસા :- તૃષા રહિતપણુ
(૭) સત્યકામ :- સત્યકામ
(૮) સત્યસંકલ્પ :- સત્ય સંકલ્પ

★ **પરબ્રહ્મ ભગવાન શ્રી સ્વામિનારાયણની દૃષ્ટિએ શરીર અને શરીરી વચ્ચેનો સંબંધ**

| | શરીર | | શરીરી |
|---|---|---|---|
| (૧) | જીવ, ઈશ્વર, માયા અને બ્રહ્મ | :- | પરબ્રહ્મ |
| (૨) | અતિશય અસમર્થ | :- | અતિશય સમર્થ |
| (૩) | પરતંત્ર | :- | સ્વતંત્ર |
| (૪) | વ્યાપ્ય | :- | વ્યાપક |
| (૫) | નિયામ્ય | :- | નિયામક |

(૬) કાર્ય :- કારણ
(૭) ધાર્ય :- ધારક
(૮) પ્રેર્ય :- પ્રેરક
(૯) શેષ :- શેષી
(૧૦) સેવક :- સ્વામી
(૧૧) ક્ષેત્ર :- ક્ષેત્રજ્ઞ

**★ પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાનનુ અન્વયપણુ અને વ્યતિરેકપણુ :-**

(૧) **અન્વયપણુ :-** અક્ષરબ્રહ્મ, ઈશ્વર, જીવ, માયા અને માયાના જે કાર્ય જે અનંતકોટિ બ્રહ્માંડ એમને વિષે શ્રીજી મહારાજને સાકાર થકા વ્યાપકપણે અને નિયંતાપણે કહેવા એ ભગવાનનુ અન્વયપણુ છે.

(૨) **વ્યતિરેકપણુ :-** અને એ સર્વેથી પૃથકપણે પોતાના અક્ષરધામમાં અનેક મુક્તોએ સહિત સદા દ્વિભુજ દિવ્યસાકાર કિશોર મૂર્તિ થકા બિરાજમાન છે એમ સમજવુ એ ભગવાનનુ વ્યતિરેકપણુ છે.

**★ પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાનનુ અન્વય સ્વરૂપનુ કર્તાપણુ, અકર્તાપણુ, અન્યથાકર્તાપણુઃ-**

(૧) **કર્તાપણુ :-** આ સૃષ્ટિને વિષે ભૂતકાળમાં જે કાંઈ થઈ ગયુ તથા વર્તમાનકાળે જે કાંઈ થાય છે અને ભવિષ્યમાં જે કાંઈ થશે (ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય) એ બધુ ભગવાનની મરજીથી થાય છે. માટે ભગવાનને સર્વકર્તા જાણવા પણ (અકાર્ય કોઈપણ પાપાચાર આદિ કરવામાં ભગવાનની મરજી ન હોય)

(૨) **અકર્તાપણુ :-** ભગવાન જે કાંઈ કરે છે તે કેવળ જીવોના કલ્યાણ માટે જ કરે છે પણ પોતાના માટે કાંઈ જ કર્તા નથી માટે ભગવાનને અકર્તા જાણવા.

(૩) **અન્યથાકર્તાપણુ :-** આ સૃષ્ટિમાં કોઈપણ પ્રકારના નીતિ-નિયમ વગર પોતે પોતાની સ્વતંત્ર મરજીથી કોઈપણ કાર્ય કરવા સમર્થ છે તે તેમનુ અન્યથાકર્તાપુ છે. (સમાધિ પ્રકરણ આદિક).

★ **પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાનનુ વ્યતિરેક સ્વરૂપનુ કર્તાપણુ, અકર્તાપણુ અને અન્યથાકર્તાપણુ :-**

(૧) **કર્તાપણુ :-** શ્રીજી મહારાજ અક્ષરધામમાં રહેલા મુક્તોને પોતાના તેજને વિષે લીન કરીને પોતે એકલા વિરાજમાન રહે એ કર્તાપણુ.

(૨) **અકર્તાપણુ :-** મુક્તોની સેવા અંગીકાર કરીને તેમને આધિનપણુ બતાવે તે અકર્તાપણુ.

(૩) **અન્યથાકર્તાપણુ :-** અક્ષરધામને પોતાનામાં લીન કરીને અક્ષરધામ વિના પોતાના મુક્તોને પોતાના ઐશ્વર્યે કરીને ધારવાને સમર્થ છે એટલે કે મુક્તોને પોતાની મૂર્તિમાં લીન કરીને પોતે સ્વરાટ્ થકા એકલાજ વિરાજમાન રહે એ ભગવાનનુ અન્યથાકર્તાપણુ છે.

★ **પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાનનુ સગુણપણુ અને નિર્ગુણપણુ :-**

(૧) **સગુણપણુ :-** ભગવાનમાં અનેક કલ્યાણકારી ગુણો રહેલા છે તેથી સગુણ કહેવાય છે.

(૨) **નિર્ગુણપણુ :-** ભગવાનમાં માયિકગુણ એકેય નથી માટે નિર્ગુણ કહેવાય.

★ **બીજુ સગુણ અને નિર્ગુણપણુ એતો ભગવાનની મૂર્તિનુ અલૌકિક ઐશ્વર્ય છે :-**

(૧) ભગવાનનું સગુણ સ્વરૂપ એટલે ભગવાનની અનુલોમ દૃષ્ટિ

(૨) ભગવાનનું નિર્ગુણપણુ એટલે ભગવાનની પ્રતિલોમ દૃષ્ટિ

★ **બાકી સગુણ અને નિર્ગુણપણુ તો અક્ષરને વિષે છે :-**

(૧) અતિશય સ્થૂળમાં સ્થૂળપણુ એ અક્ષરનુ સગુણપણુ છે.

(૨) અતિશય સૂક્ષ્મમાં સૂક્ષ્મપણુ એ અક્ષરનુ નિર્ગુણપણુ છે.

★ **પરબ્રહ્મ ભગવાનશ્રી સ્વામિનારાયણનુ સાકારપણુ :-**

જે પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન છે તે તો સદા સાકાર જ છે અને મહાતેજોમય મૂર્તિ છે. અને શ્રૃતિએ કચરણાદિકનો નિષેધ કર્યો છે તેતો માયિક કચરણાદિકનો નિષેધ કર્યો છે. પરંતુ ભગવાનનો આકાર છે તેતો દિવ્ય છે પણ માયિક નથી એમ ભગવાનને સાકાર સમજવા.

★ **પરબ્રહ્મ ભગવાનશ્રી સ્વામિનારાયણનુ નિરાકારપણુ :-**

અંતર્યામીપણે કરીને જીવ ઈશ્વરને વિષે વ્યાપક એવુ જે પુરૂષોત્તમ ભગવાનનુ બ્રહ્મરૂપ તેજ તે નિરાકાર છે. તો પણ જીવ-ઈશ્વર સર્વને તેમના કર્મને અનુસારે યથાયોગ્ય પણે

કર્મના ફળને સાકારની પેઠે નિયંતારૂપે થઈને ભોગવાવે છે. માટે તે તેજને પણ સાકાર જેવુ જાણવુ એવી રીતે ભગવાન પુરૂષોત્તમ તો સદા સાકાર જ છે. પણ નિરાકાર નથી.

**★ પરબ્રહ્મ ભગવાન શ્રીસ્વામિનારાયણનું પ્રગટ સ્વરૂપ અને પરોક્ષ સ્વરૂપ :-**

**(૧) પ્રગટ સ્વરૂપ :-**

ભગવાન પોતાના ધામમાં રહ્યા થકા જ પૃથ્વી ઉપર અવતાર ધારણ કરે છે. ને મનુષ્યરૂપે થઈને કાર્ય કરવા આવ્યા હોય તે કાર્ય કરે ને પોતાને હસ્તે મંદિરોમાં પોતાની પ્રતિમાઓ સ્થાપન કરે ને અંતર્ધાન સમે પોતે સંકલ્પ કરે જે આજથી હું આ પ્રતિમારૂપે રહીશ અને મનુષ્ય રૂપને અદશ્ય કરીશ એમ કહીને મનુષ્યરૂપને અદશ્ય કરે ને પોતાની પ્રતિમા દ્વારે દર્શન આપે, થાળ જમે તે સ્વરૂપ સદા પ્રગટ જાણવું.

**(૨) પરોક્ષ સ્વરૂપ :-**

પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણનું અક્ષરધામસ્થ સ્વરૂપ કે જે ઈન્દ્રિયોને અગોચર છે તે ભગવાનનુ પરોક્ષ સ્વરૂપ જાણવું.

**★ પરબ્રહ્મ ભગવાનને વિષે દિવ્યભાવ અને મનુષ્યભાવની એકતા :-**

અક્ષરધામમાં અનંતકોટિ મુક્તોએ સેવ્યા થકા દ્વિભુજ દિવ્ય સાકાર મૂર્તિ થકા સદા બિરાજમાન છે. અનંત સામર્થીએ યુક્ત, અનંત સુખના ધામ એવા શ્રીજી મહારાજ અતિ કરૂણા કરી જીવોના કલ્યાણને અર્થે મનુષ્ય જેવા થાય છે અને મનુષ્ય પોતાનો આશ્રય કરે ને પોતાની ભક્તિ કરે તેને અર્થે મનુષ્યને અનુસરતા ચરિત્ર કરે છે. અને તે મનુષ્યને વિષે પોતાની જે અક્ષરધામમાં રહી તેજોમય દિવ્યમૂર્તિ દેખાઈ આવે તથા સર્વે અવતારોની તથા દેવોની સામર્થી જણાઈ આવે તથા એક થકા અનંતરૂપ જણાઈ આવે તથા પોતાની મૂર્તિ દેખીને અનંત જીવોના ચિત્તનો નિરોધ સમાધિએ કરીને થઈ જાય એવા તરેહ તરેહના જે અનંત દિવ્ય ચરિત્રોને અનંત દિવ્યગુણ તે મનુષ્યરૂપ જે એ ભગવાન તેને વિશે છે અને એ ભગવાનને વિશે જે બાળક, જુવાન, વૃધ્ધપણું દેખાય છે. તથા જન્મ-મરણપણુ દેખાય છે. તે તો એની યોગમાયાએ કરીને દેખાય છે. પણ વસ્તુ ગત્યે તો ભગવાન જેવા છે તેવા જ છે. માટે ભગવાનને વિષે દિવ્યભાવ અને મનુષ્યભાવ જણાય છે. તે બેય એક જ છે. પણ તેમા એક રોમ માત્રનો પણ ભેદ નથી.

★ **નાસ્તિકભાવ અને આસ્તિકભાવ :**

**(૧) નાસ્તિક ભાવ :**

જે મૂર્તિઓને વિષે ચિત્ર પાષાણાદિકનો ભાવ રહે તથા સંતને વિશે મનુષ્યભાવ રહે તથા નાવા ધોવામાં, ખાવાપીવામાં, બોલવા ચાલવામાં એ આદિક સર્વ ક્રિયામાં બાળકીયા સ્વભાવ આવી જાય, મહારાજ અને મોટાની મર્યાદા ન રહે તે નાસ્તિક ભાવ છે.

**(૨) આસ્તિક ભાવ :**

મૂર્તિઓને વિષે સદા દિવ્યભાવ રહે અને મહારાજ અને સંતને અંતર્યામી જાણે ને સદા સમીપે જાણે તે આસ્તિક ભાવ છે.

★ **પરબ્રહ્મ ભગવાનશ્રી સ્વામિનારાયણના પાંચ સ્વરૂપો :-**

(૧) પરસ્વરૂપ (૨) અંતર્યામીસ્વરૂપ (૩) વ્યુહસ્વરૂપ (૪) વિભવસ્વરૂપ

(૫) અર્ચાસ્વરૂપ

**(૧) પરસ્વરૂપ :-** અક્ષરધામમાં સદા દિવ્ય સાકાર મૂર્તિ થકા બિરાજમાન છે તે ભગવાનનુ પરસ્વરૂપ જાણવુ તે મુક્તોને સદા સેવવા માટે પ્રગટ છે.

**(૨) અંતર્યામીસ્વરૂપ :-** સર્વત્ર જડ-ચેતન વિષે સાકારમૂર્તિ થકા સર્વ કર્મફળ પ્રદાતાપણે અણુ અણુને વિષે વ્યાપીને રહ્યુ છે તે પરબ્રહ્મ ભગવાનશ્રી સ્વામિનારાયણનું અંતર્યામીસ્વરૂપ જાણવુ.

**(૩) વ્યુહસ્વરૂપ :-** વ્યુહસ્વરૂપ ચાર છે જેને ચતુર્વ્યૂહ કહે છે. (સૃષ્ટિ ચલાવવા માટે છે)

(૧) વાસુદેવ (૨) અનિરૂધ્ધ (૩) પ્રદ્યુમ્ન (૪) સંકર્ષણ (તે બ્રહ્માદિક ઈશ્વરોને સેવવા માટે પ્રગટ છે) એમ ભગવાનનુ વ્યુહસ્વરૂપ જાણવુ.

**(૪) વિભવસ્વરૂપ :-** પૃથ્વી ઉપર જીવોના કલ્યાણને અર્થે અવતારો પ્રગટ થાય છે તેના છ સ્વરૂપો છે.

| | | | |
|---|---|---|---|
| (૧) | અંશઅવતાર | :- | નારદ, સનકાદિક |
| (૨) | આવેશ અવતાર | :- | પરશુરામ |
| (૩) | કલા અવતાર | :- | નૃસિંહાદિક |
| (૪) | વિભૂતિ અવતાર | :- | વ્યાસાદિક |

(૫) પૂર્ણ અવતાર :- શ્રીરામ

(૬) પરિપૂર્ણ અવતાર :- શ્રીકૃષ્ણ

(૭) સર્વાવતારી :- ભગવાનશ્રી સ્વામિનારાયણ

**(૫) અર્ચાસ્વરૂપ :-** પૃથ્વી ઉપર જીવોના કલ્યાણ માટે બ્રહ્માંડોમાં જે અષ્ટપ્રકારની મૂર્તિઓ છે તે ભગવાનના અર્ચાસ્વરૂપો છે.

(૧) કાષ્ટની મૂર્તિ (૨) ધાતુની મૂર્તિ (૩) પથ્થરની મૂર્તિ (૪) ચિત્રામણની મૂર્તિ (૫) છાપની મૂર્તિ (૬) રેતીની મૂર્તિ (૭) મણીની મૂર્તિ (૮) મનોમયી મૂર્તિ

**★ નિર્બીજ સાંખ્ય અને નિર્બીજ યોગ :-**

**(૧) નિર્બીજ સાંખ્ય :-** (૧) દેહથી આત્મા જુદો માનવો તે (૨) ભગવાનને ક્યારેય પણ માયિક આકાર નથી, અજ્ઞાન નથી, અશુભ વાસના નથી એવો મહિમા સમજવો એવી સમજણ કરવી તેને નિર્બીજ સાંખ્ય કહેવાય.

**(૨) નિર્બીજયોગ :-** (૧) તે આત્માકારે વૃત્તિ કરવી તે (૨) એવા સદા જે માયા પર પરમાત્મા તેમા વૃત્તિઓને જોડવી અને ભગવાનને નિર્લેપ ને નિર્ગુણ સમજી ઉપાસના કરવી તેને નિર્બીજયોગ કહેવાય છે.

**★ સબીજ સાંખ્ય અને સબીજ યોગ :-**

**(૧) સબીજ સાંખ્ય :-** (૧) તે આત્માને અક્ષરબ્રહ્મ સાથે એકતા કરવી તે (૨) નિર્ગુણ એવા જે પરમાત્મા તે દયા, જ્ઞાન, શક્તિ વગેરે અનંત દિવ્ય ગુણોથી યુક્ત છે તથા અનાદિ સિધ્ધ દિવ્ય સાકાર મૂર્તિ છે વળી જીવ, ઈશ્વર, માયા અને બ્રહ્મ એ સર્વથી શ્રેષ્ઠ છે ને તે સર્વના નિયંતા છે, આધાર છે, આત્મા છે આવો ભગવાનનો મહિમા સમજવો તેને સબીજ સાંખ્ય કહેવાય.

**(૨) સબીજ યોગ :-** (૧) બ્રહ્મરૂપ એવો જે આત્મા તેમા ભગવાનની મૂર્તિ ધારવી તે (૨) એવા સર્વોપરિ શ્રીહરિના સ્વરૂપમાં અતિ પ્રેમે કરીને અખંડવૃત્તિ રાખવી એમા જ જોડાયેલા રહેવુ તેને સબીજ યોગ કહેવાય.

**★ નિશ્ચય :-**

**નિશ્ચય એટલે શું ?**

નિશ્ચય એટલે દ્રઢતા તે મહારાજે (મધ્યના-૧૪)માં વચનામૃતમાં કહ્યું છે જેમ આ લીંબડાનું વૃક્ષ છે તેને એકવાર જાણી લીધું પછી કોઈ રીતે મનમાં સંકલ્પ થતો નથી જે લીંબડો હશે કે નહી

હોય ? એવી રીતે ગમે તેનો સંગ થાય અને ગમે તેવા શાસ્ત્ર સાંભળે પણ કોઈ રીતે કરીને ભગવાનના સ્વરૂપનો જે નિશ્ચય કર્યો હોય તેમાંથી મન ડગમગે નહી તેમજ (વડતાલના-૧) વચનામૃતમાં મહારાજે કહ્યું છે કે જેમ આ આંબાનું વૃક્ષ છે. તે એકવાર દ્રઢ કરીને જાણ્યુ પછી કામ વ્યાપે, ક્રોધ વ્યાપે, લોભ વ્યાપે તો પણ કોઈ રીતે આંબાને વિશે ભ્રાંતિ ન થાય જે આંબાનું વૃક્ષ હશે કે નહી હોય ? એમ જેણે ભગવાનને એકવાર જાણ્યા પછી કોઈ જાતનો કુતર્ક ન થાય તેને નિશ્ચય કહીએ.

★ **નિશ્ચયના કેટલા પ્રકાર છે ? અને તેના ભેદ શા છે ?**

મહારાજે (લોયાના-૧૨)માં વચનામૃતમાં કહ્યું છે કે ભગવાનનો નિશ્ચય બે પ્રકારનો છે. (૧) સવિકલ્પ નિશ્ચય (૨) નિર્વિકલ્પ નિશ્ચય અને તે બેમા પણ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એ ત્રણ પ્રકારના ભેદ છે તે બે મળીને છ ભેદ થયા હવે તેના લક્ષણો આ વચનામૃત સાથે (સારંગપુરના-૧૭)મું વચનામૃત મેળવીએ તો છ પ્રકારના નિશ્ચયના સ્પષ્ટ ભેદ સમજાય છે.

**(૧) સવિકલ્પમાં કનિષ્ઠ :-** તે તો પુરૂષોત્તમ નારાયણને બ્રહ્મા આદિ દેવ જેવા જાણી ઉપાસના કરે છે.

**(૨) સવિકલ્પમાં મધ્યમ :-** તે તો પુરુષોત્તમ નારાયણને વૈરાજ પુરુષ જેવા જાણી ઉપાસના કરે છે.

**(૩) સવિકલ્પમાં ઉત્તમ :-** તે તો પુરુષોત્તમ નારાયણને પ્રધાન પુરુષ (રામચંદ્રજી) જેવા જાણી ઉપાસના કરે છે.

**(૪) નિર્વિકલ્પમાં કનિષ્ઠ :-** તે તો પુરુષોત્તમ નારાયણને શુધ્ધ પ્રકૃતિ-પુરુષ-મહાપુરુષ (શ્રીકૃષ્ણ, લક્ષ્મીનારાયણ,. ગોપીનાથજી) જેવા જાણી ઉપાસના કરે છે.

**(૫) નિર્વિકલ્પમાં મધ્યમ :-** તે તો પુરુષોત્તમ નારાયણને વાસુદેવ(અક્ષર) જેવા જાણી ઉપાસના કરે છે.

**(૬) નિર્વિકલ્પમાં ઉત્તમ :-** તે તો પુરુષોત્તમ નારાયણને જેવા છે તેવા સર્વ અવતારના કારણ અવતારી અક્ષરાધિપતિ જાણી ઉપાસના કરે છે.

★ **વળી ઉપાસકનુ શુધ્ધપણુ—અશુધ્ધપણુ તેણે કરીને પણ નિશ્ચયમાં છ ભેદ પડે છે :-**

**(૧) સવિકલ્પમાં કનિષ્ઠ :-** તમોગુણનો ત્યાગ કરીને રજોગુણ-પ્રધાન વર્તે તો મરીચિ આદિ જેવો થાય ને બ્રહ્માદિકને રહેવાનુ પાત્ર બને.

**(૨) સવિકલ્પમાં મધ્યમ :-** રજોગુણનો ત્યાગ કરીને રજોગુણ મિશ્રિત સત્ત્વગુણપ્રધાન વર્તે તો બ્રહ્માદિ જેવો થાય ને વૈરાજપુરુષને રહેવાનુ પાત્ર બને.

**(૩) સવિકલ્પમાં ઉત્તમ :-** રજોગુણ મિશ્રિત સત્ત્વગુણનો ત્યાગ કરી શુધ્ધ સત્ત્વગુણ પ્રધાન વર્તે તો વૈરાજપુરુષ જેવો થાય ને પ્રધાન પુરુષને રહેવાનુ પાત્ર બને.

**(૪) નિર્વિકલ્પમાં કનિષ્ઠ :-** ત્રણ ગુણ દેહ ઈન્દ્રિયો-અંતઃકરણના સંબંધનો ત્યાગ કરી એથી જુદા પડી શુધ્ધ આત્મારૂપે વર્તે તો પ્રધાન પુરુષ જેવો થાય ને મુળ પુરુષને રહેવાનુ પાત્ર બને.

**(૫) નિર્વિકલ્પમાં મધ્યમ :-** આત્માથી પર જે અક્ષરબ્રહ્મ તે રૂપે વર્તે તો મુળ પુરુષ જેવો થાય ને અક્ષરબ્રહ્મને રહેવાનુ પાત્ર બને પણ પરબ્રહ્મ પુરુષોત્તમને રહેવાનુ પાત્ર ન થાય.

**(૬) નિર્વિકલ્પમાં ઉત્તમ :-** અક્ષરબ્રહ્મ (જેને મુળ અક્ષર પણ કહે છે) તેથી પર ને જેને વિષે અનંતકોટિ બ્રહ્માંડ અણુની પેઠે ઉડ્યા કરે છે એવુ જે પુરુષોત્તમ નારાયણને રહેવાનુ પોતાનુ ધામરૂપ અક્ષર તે રૂપે વર્તે તેને વિષે રહ્યો થકો પુરુષોત્તમની ઉપાસના કરે તો તે પુરુષોત્તમ નારાયણને રહેવાનુ પાત્ર બને.

★ **ભગવાનનો નિશ્ચય કેમ કરવો ?**

તો મહારાજે (અંત્યના-૨૭)ના વચનામૃતમાં કહ્યું છે કે પંચવર્તમાને યુક્ત એવા જે સંત તેને અને ભગવાનને સાક્ષાત્ સંબંધ હોય માટે એવા સંતના વચને કરીને ભગવાનનો નિશ્ચય કરવો અને તેના વચનમાં દ્દઢ વિશ્વાસ રાખવો તથા (પ્રથમના-૫૧)માં વચનામૃતમાં મહારાજે કહ્યું છે કે જે જીવ સંતનો સમાગમ કરીને એ પુરૂષોત્તમ ભગવાનનો આવો મહિમા સમજે ત્યારે એના ઈન્દ્રિયો, અંતઃકરણ સર્વે પુરૂષોત્તમરૂપ થઈ જાય છે ત્યારે તેમણે કરીને એ ભગવાનનો નિશ્ચય

થાય છે જેમ હીરે કરીને જ હીરો વેંધાય છે પણ બીજા વતે નથી વેંધાતો તેમ ભગવાનનો નિશ્ચય તો ભગવાન વતે જ થાય છે અને ભગવાનનું દર્શન પણ ભગવાન વતે જ થાય છે પણ માયિક એવા જે ઈન્દ્રિયો, અંતઃકરણ તેણે કરીને નથી થતો એટલે કે પંચ વર્તમાને યુક્ત જે સંત તેમાં સાક્ષાત્ ભગવાન રહ્યા હોય છે તેણે કરીને ભગવાનનો નિશ્ચય અને ભગવાનનું દર્શન થાય છે.

**★ ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય હોય તે કેમ જણાય ?**

તો સદ્. શ્રી ગોપાળાનંદ સ્વામીએ કહ્યું છે કે જેને ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય હોય તેને કોઈ દિવસ વિષયમાં રાગ નથી થતો તેને તો એ પંચવિષય ઝેર જેવા લાગે છે એક પુરૂષોત્તમ એવા જે શ્રીજી મહારાજ તેની મૂર્તિમાં જ સુખ પામે છે પણ મૂર્તિ વિના અક્ષરને સુખે તથા આત્માને સુખે કરીને પણ અકળાઈ જાય છે પણ તે મૂર્તિ વિના રહી શકતો નથી.

**★ સવિકલ્પ નિશ્ચય હોય તે કેમ જણાય ?**

તો સદ્. શ્રી ગોપાળાનંદ સ્વામીએ કહ્યું છે કે જે તે સવિકલ્પ નિશ્ચય હોય તેતો વિષયનો ત્યાગ કરવા જાય તો પણ વિષયમાં એકરસ થઈ જાય છે જેમ બ્રહ્મા, વિષ્ણુ, શિવ, વિરાટપુરૂષ, પ્રધાનપુરૂષને મુળ પ્રકૃતિ પુરૂષ એ સર્વે સવિકલ્પ નિશ્ચયવાળા છે તો એ વિષયનો ત્યાગ કરવા જાય તો પણ વિષયમાં એકરસ થઈ જાય છે પણ તેનાથી ઐશ્વર્યનો ત્યાગ કરીને સત્તારૂપ થઈને એ ઉપાધિનો ત્યાગ થતો નથી.

માટે વ્હાલા ભક્તો આપણામાં ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચયમાં કાંઈક કસર હોય તો ઉત્તમ નિર્વિકલ્પવાળા સાચા સંતનો મન-કર્મ-વચને સમાગમ કરીને પોતાની કસર ટાળવી તો જ આત્યંતિક કલ્યાણ થાય અને દેહ છતા આઠે પહોર આનંદ વર્તે અને નિર્વિકલ્પ સમાધિ જેવું સુખ આવે એમ મહારાજે પ્રથમના-૬૩ના તથા મધ્યના-૧૪માં તથા વડતાલના-૧ વચનામૃતમાં કહ્યું છે.

**★ વ્હાલા ભક્તો ! અક્ષરધામ, પ્રકૃતિપુરૂષ, પ્રધાનપુરૂષ, વિરાટપુરૂષ અને અષ્ટાવરણનો નકશો જુઓ અને તેનુ વર્ણન નીચે મુજબ વાંચો અને વિચારો.**

★ **અક્ષરધામ :-**

**અક્ષરધામ શુ છે ?**

તો પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણ તેની મૂર્તિમાંથી નીકળતો તેજનો સમૂહ છે. **તે મહારાજે (પ્રથમના-૪૫)ના વચનામૃતમાં કહ્યું છે કે** અંતર્યામીપણે કરીને સર્વત્ર પૂર્ણ એવું જે સચ્ચિદાનંદ બ્રહ્મ છે તે તો મૂર્તિમાન એવા જે પુરૂષોત્તમ ભગવાન એનુ તેજ છે તથા **(મધ્યના-૧૩)માં વચનામૃતમાં કહ્યું છે કે** જે એક રસ તેજ છે તેને આત્મા કહીએ તથા બ્રહ્મ કહીએ તથા અક્ષરધામ કહીએ તે ઓરડાના પદમાં પણ કહ્યું છે કે

**''શિતળ શાંત છે રે, તેજની ઉપમાં નવ દેવાય,**
**તેમાં હું રહુ રે, દ્વિભૂજ દિવ્ય સદા સાકાર''**

માટે પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણની મૂર્તિમાંથી નીકળતો તેજનો સમૂહ તેને અક્ષરધામ, બ્રહ્મમહોલ, ચિદાકાશ, અક્ષરબ્રહ્મ વગેરે નામથી કહે છે.

**અક્ષરધામ કેવું છે ?**

તો **મહારાજે (પ્રથમના-૧૨)માં વચનામૃતમાં કહ્યું થછે કે** ભગવાનનું ધામ તો સનાતન છે, નિત્ય છે, અપ્રાકૃત છે, સચ્ચિદાનંદ છે, અનંત છે અને અખંડ છે તેને દૃષ્ટાંતે કરીને કહીએ છીએ જેમ પર્વત, વૃક્ષાદિક સહિત અને મનુષ્ય, પશુ, પક્ષાદિકની જે આકૃતિ તેણે સહિત એવી જે આ સમગ્ર પૃથ્વી બીલોરી કાચની હોય અને આકાશને વિશે જે સમગ્ર તારા તે સૂર્ય હોયપછી તેને તેજે કરીને તે સમગ્ર આકૃતિએ સહિત કાચની પૃથ્વી જેવી શોભે તેવી શોભાએ યુક્ત ભગવાનનું અક્ષરધામ છે તથા સદ્. ગોપાળાનંદ સ્વામીએ કહ્યું છે કે અષ્ટાવરણે યુક્ત જે બ્રહ્માંડ તે મહાપુરૂષના એક રૂવાડાના છિદ્રને વિશે ઉડ્યા કરે છે તેવા અનંતકોટિ મહાપુરૂષ તે અક્ષરના રૂવાડાના છિદ્રને વિશે રહ્યું જે તેજ તે તેજને વિશે અક્ષરની સામર્થીએ કરીને અનંતકોટિ ઉપજે છે અને અનંતકોટિ લીન થાય છે. એવુ સનાતન, અખંડ, નિર્ગુણ, સચ્ચિદાનંદ, પરમપદ, અનંત જે અક્ષરબ્રહ્મ તેને વિશે કાળ, માયા અને પુરૂષ તે લીન થાય છે એવું ભગવાનનું અક્ષરધામ છે.

**અક્ષરધામના કેટલા સ્વરૂપો છે ?**

તો **મહારાજે (પ્રથમના-૨૧)ના વચનામૃતમાં કહ્યું છે કે** અક્ષરના બે સ્વરૂપ છે

(૧) નિરાકાર એકરસ ચૈતન્ય છે તેને ચિદાકાશ કહીએ, બ્રહ્મમહોલ કહીએ. જેમ ભૌતિક આકાશ બધ્ધ જીવોને ધરી રહ્યો છે તેમ ચિદાકાશ તે સર્વે મુક્તોને ધરી રહ્યો છે.

(૨) બીજે રૂપે કરીને એટલે સાકારરૂપે કરીને પુરૂષોત્તમનારાયણની સેવામાં રહે છે તે સેવા તે શું ? **તો મહારાજે (પ્રથમના-૪૫)માં વચનામૃતમાં કહ્યું છે કે** પુરૂષોત્તમ ભગવાનનું બ્રહ્મરૂપ તેજ તે નિરાકાર છે તોપણ જીવ, ઈશ્વર તે સર્વેને તેમના કર્મને અનુસારે યથાયોગ્યપણે કર્મના ફલ દેવાને વિશે નિયંતાપણુ છે અને સાકારની પેઠે નિયંતારૂપ ક્રિયાને કરે છે માટે તે તેજને પણ સાકાર જાણવું માટે સર્વ જીવ-ઈશ્વરને કર્મફળ દેવાની ક્રિયા કરે છે તે બીજે રૂપે એટલે સાકારરૂપે કરીને સેવા કરે છે એમ જાણવુ.

**અક્ષરધામમાં શું છે ?**

તો સદ્. શ્રી નિષ્કુળાનંદ સ્વામીએ યમદંડમાં કહ્યું છે કે

**સુખ સુખ સુખ અતિ, નહિ દુઃખનો લવલેશ ।**
**એ ધામમાં જાણજો, નહિ કાળમાયાનો ક્લેશ ॥**

તેમજ સદ્. શ્રી યોગાનંદ સ્વામીએ કિર્તનમાં કહ્યું છે કે

**સુખની શી કહું વાત, કહી નથી જાતી (૨) ।**
**એ સુખ સંભારતા, આજ ફાટે છે મારી છાતી ॥**

તેમજ સદ્. શ્રી ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું છે કે અક્ષરધામમાંથી મચ્છરીયું પેશાબ કરે એટલુ સુખ ભગવાને છૂટુ કર્યું, તે પ્રકૃતિ પુરૂષના લોકમાં આવ્યું તો ત્યાં બધા સુખી. ત્યાંથી વાયા થતા પ્રધાન પુરૂષના લોકમાં એ સુખ આવ્યું તો ત્યાં બધા સુખી. ત્યાંથી વાયા થતા તે સુખ વિરાટ પુરૂષના લોકમાં આવ્યું તો ત્યાં બધા સુખી. ત્યાંથી વાયા થતા એ બ્રહ્માદિક દેવતાઓમાં આવ્યું તો ત્યાં બધા સુખી. ત્યાંથી વાયા થતા આ પૃથ્વી ઉપર તો માત્ર જણ આવી તો તે સુખ માટે માણસો માથા કપાવે છે, એવુ દુર્લભ માને છે તો ભગવાનના ધામમા કેટલુ સુખ હશે ? તેનો આપણે વિચાર કરવો અને ભગવાનના એ મહાસુખમાં દૃષ્ટિ પુગાડવી. અને સુખ માત્ર ભગવાનની મૂર્તિમાં રહેલું છે તે **મહારાજે (સારંગપુરના-૧) વચનામૃતમાં કહ્યું છે કે** ભગવાનના એક રોમમાં જેટલુ સુખ છે તેટલુ સુખ જો અનંતકોટિ બ્રહ્માંડના વિષય સુખ ભેળા કરીએ તો પણ તેના કોટિમાં ભાગની બરોબર થાય નહિ અને જે ભગવાનું અક્ષરધામ છે તેની આગળ બીજા જે દેવતાના લોક છે તેને મોક્ષ ધર્મને વિશે નરક તુલ્ય કહ્યા છે. તેમજ **સદ્. શ્રી ગોપાળાનંદ સ્વામીએ કહ્યું છે કે** અક્ષરધામમાં સ્ત્રી-પુરૂષ એવો ભેદ નથી કેમ જે અક્ષરધામને વિશે યોનિ, શિશ્ન અને ગુદા એ ત્રણ અંગે રહિત મુક્તનો દેહ છે અને અક્ષરધામને વિશે તો એક પુરૂષોત્તમની મૂર્તિ સંગાથે જ રમણ છે ને એક પુરૂષોત્તમના બે ચરણાર્વિંદની ઉપાસના છે. સર્વે દિવ્ય અને તેજોમય છે.

**★ પ્રકૃતિ પુરૂષનો લોક :**

પ્રધાન પુરૂષના લોકની ચારે તરફ ચિદાકાશમાં પચાસ ગણો અધિક પચાસ સાગર ૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ યોજનના વિસ્તારવાળો પ્રકૃતિ પુરૂષનો લોક છે. પ્રકૃતિ અને પુરૂષ એ પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાનની શક્તિ છે તે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય તેનુ કારણ છે. એમ **મહારાજે (પ્રથમના-૧૩) વચનામૃતમાં કહ્યું છે** તથા **(પ્રથમના-૧૨)મા વચનામૃતમાં પ્રકૃતિ પુરૂષના લક્ષણો કહ્યા છે** જે પુરૂષ છે તે પ્રકૃતિના નિયંતા ને પ્રકૃતિ થકી વિજાતીય છે ને અખંડ અને અનાદિ છે. ને અનંત અને સત્ય ને સ્વયં જ્યોતિ અને સર્વજ્ઞને દિવ્ય વિગ્રહ અને સમગ્ર આકાર માત્ર પ્રવૃત્તિના કારણ અને ક્ષેત્રજ્ઞ એવા પુરૂષ છે અને જે પ્રકૃતિ છે તે ત્રિગુણાત્મક છે. અને જડ ચિદાત્મક છે અને નિત્ય છે અને નિર્વિશેષ છે અને મહદાદિક સમગ્ર તત્ત્વ અને જીવ માત્ર તેનુ ક્ષેત્ર છે અને ભગવાનની શક્તિ છે અને ગુણ સામ્ય ને નિર્વિશેષ એવી જે માયા તેનો જે ક્ષોભ કરે છે તેને કાળ કહીએ. પ્રકૃતિ પુરૂષ એટલે મહામાયા અને મહા પુરૂષ એને મૂળ પુરૂષ પણ કહે છે. આ મહાપુરૂષ આ પૃથ્વી ઉપર શ્રીકૃષ્ણ ભગવાન રૂપે થયા હતા. તે સદ્. શ્રી નિર્ગુણદાસ સ્વામીની (૯૮)મી વાતમાં કહ્યું છે કે શ્રી ગઢપુરમાં અક્ષરઓરડીમાં મહારાજ બીરાજમાન હતા અને ગીતાના (૧૫)માં અધ્યાયની ટીકા કરવાતા હતા. મુક્તાનંદ સ્વામી, બ્રહ્માનદં સ્વામી, નિત્યાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી, શુકમુનિ વગેરે સર્વે જુદી જુદી ટીકના પાના લઈને બેઠા હતા તે વખતે શ્રીજી મહારાજ બોલ્યા આપણે તો એમને પુરૂષોત્તમપણે પ્રતિપાદન કરીએ છીએ પણ એ તો **''મુળ પુરૂષ''** છે. એમ એકાંતિક મોટા સાધુ આગળ શ્રીજી મહારાજે ઘણી ઘણી વાતો કરી માટે શ્રીકૃષ્ણનારાયણ, નરનારાયણ, વાસુદેવનારાયણ, લક્ષ્મીનારાયણ સર્વે અવતારો મહાપુરૂષના છે અને નિર્ગુણ છે અને તેની જે જે ઉપાસના કરે છે તે તે તેના ધામને પામે છે અને અનંત પ્રકારના સુખો ભોગવે છે પરંતુ પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણને સર્વોપરી સર્વઅવતારના કારણ જાણ્યા વિના અક્ષધામમાં જવાતું નથી અને આત્યંતિક કલ્યાણ પણ થતુ નથી માટે વિચાર કરવો.

**★ પ્રધાન પુરૂષનો લોક :**

વિરાટ પુરૂષના લોકથી ચારે તરફ ચિદાકાશમાં ત્રીસ ગણો અધિક પાંચ પદ્મ ૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ યોજનના વિસ્તારવાળો પ્રધાનપુરૂષનો લોક ચિદાકાશમાં આવેલો છે. જેને મહાવિષ્ણુનો લોક પણ કહેવાય છે. સૃષ્ટિના સમયમાં **''સ ઐક્ષત્ત''** તથા **''અહં બહુસ્યાં પ્રજાયેય''** ભગવાને અક્ષરબ્રહ્મ સામુ જોયુ ત્યારે અક્ષરધામમાંથી એક પુરૂષ

ઉભો થયો તે પ્રકૃતિ સાથે જોડાયો ત્યારે પ્રકૃતિએ ભગવાનની ઈચ્છા સૃષ્ટિ રચવાની જાણીને પચાસ પદ્‌મ ૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ યોજનનો વિસ્તૃત ગોળો ઉત્પન્ન કર્યો તે ગોળાને મહામોહ મય મહા શૂન્ય કહે છે તથા બ્રહ્મ રૂપિણી માયા કહેવાય છે તે માયા ગોળામાં મહાવિષ્ણુને ગર્ભ રૂપે ધારણ કરતી હતી તે ભૂત પ્રાણી માત્રના પતિરૂપ એવા હિરણય ગર્ભ મહાવિષ્ણુ માયા વેષ્ટિત અંડમાં ઉત્પન્ન થતા હતા તે ગોળારૂપ માયા પ્રધાન પુરૂષની ચારે તરફ વિટાઈને રહેલી છે. એવી રીતે પચાસ પદ્‌મના યોજનના વિસ્તારવાળા અનંત કોટિ ગોળાને ઉત્પન્ન કરતી થકી અનંત કોટિ મહાવિષ્ણુ ધારતી થકી અનંત બ્રહ્માંડોની સૃષ્ટિ ઉત્પન્ન કરે છે તે નાળીયેરના ટોપરાના ગોટાને જેમ કાચલી વીટાયેલી છે તેમ માયા મહાવિષ્ણુને વિટાયેલી છે તે પ્રાકૃત પ્રલય સાથે તે મહાવિષ્ણુનો સંકોચ કરી લે છે તે મહાવિષ્ણુ પણ માયાના પારને પામતા નથી મહાવિષ્ણુ સોળ કળાથી સંપૂર્ણ છે. તે મહાવિષ્ણુની સેવામાં સાત શક્તિઓ રહેલી છે. તે શક્તિઓની સાથે મહાવિષ્ણુ જુદા જુદા સ્વરૂપે લોકમાં રહેલા છે ત્યાં સર્વેના શરીરો દિવ્ય અને ચતુર્ભુજ છે. ત્યા સર્વે ભોગો પણ દિવ્ય છે. આ પૃથ્વી ઉપર મત્સ્ય-કચ્છાદિક જેટલા અવતારો થયા છે તેમાં શ્રીકૃષ્ણ ભગવાન સિવાય બધા અવતારો પ્રાયઃપ્રધાન પુરૂષમાંથી થયા છે અને મહાવિષ્ણુનું મૂળ સ્વરૂપ ચતુર્ભુજ છે. **તે મહારાજે (લોયા-૧૮)માં વચનામૃતમાં કહ્યું છે કે** ચિત્રામણમાં જ્યાં જ્યાં મત્સ્ય-કચ્છાદિ ભગવાનના અવતારના ચિત્રામણ કરે છે ત્યાં ત્યાં થોડોક મત્સ્ય-કચ્છાદિકનો આકાર કરીપછી તે ઉપર શંખ, ચક્ર, ગદા, પદ્‌મ, વૈજયંતિ માળા, પીતાંબર વસ્ત્ર, કિરીટ-મુકુટ, શ્રીવત્સનું ચિન્હ ઈત્યાદિક ચિન્હે સહિત ભગવાનની મૂર્તિને લખે છે તો જો ભગવાનનું રૂપ અનાદિ એવુ જ છે. જેને મહાવિષ્ણુ કહે છે તથા ભૂમાપુરૂષ કહે છે તથા લક્ષ્મીનારાયણ કહે છે તથા રામચંદ્રજી કહે છે માટે એ સર્વે અવતારોના ભક્તો ચતુર્ભુજ રૂપ ધારણ કરી મહાવિષ્ણુના લોકમાં અર્થાત્‌ પ્રધાનપુરૂષના લોકમાં જાય છે અને અનંત પ્રકારના સુખો ભોગવે છે. પરંતુ તે આત્યંતિક મુક્તિનું સ્થાન નથી. અહિં સુધી માયાની હદ છે.

**★ વિરાટ પુરૂષનો લોક :**

અષ્ટાવરણ પાર ચારે તરફ ચિદાકાશ છે તે **મહારાજે (પ્ર.પ્ર.૪૬)ના વચનામૃતમાં કહ્યું છે કે** આ બ્રહ્માંડ છે તેની ચારે તરફ લોકા લોક પર્વત છે તે ગઢની પેઠે રહ્યો છે અને તે લોકાલોકની બહાર તે અલોક છે. અને તે અલોકથી પર સપ્ત આવરણ છે અને તેથી પર અંધકાર છે અને તે અંધકારથી પર પ્રકાશ છે તે પ્રકાશને ચિદાકાશ કહીએ એવી રીતે બ્રહ્માંડની ચારે તરફ ચિદાકાશ છે તે ચિદાકાશમાં આઠમાં આવરણની ચારે તરફ આઠમાં આવરણથી દશ

ગણો અધિક પચાસ નિખર્વ ૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ યોજનના વિસ્તારમાં વિરાટ પુરૂષનો લોક છે. આ વિરાટ પુરૂષના લોકને ''આલોકાકાશ'' પણ કહેવાય છે. તે આવરણની વિરાટ સ્વરૂપથી વિટાયેલા અષ્ટ આવરણ સહિત ગોળાને બ્રહ્માંડ કહેવાય છે તે વિરાટ સ્વરૂપથી ઉત્પન્ન થાય છે માટે વિરાટ સ્વરૂપ બ્રહ્માંડનું કારણ છે અને વ્યાપક છે તેથી આ બ્રહ્માંડ વિરાટ સ્વરૂપના અંશરૂપ છે તે વિરાટ સ્વરૂપનું વર્ણન પુરુષ સુક્તમાં કહ્યું છે

**''સહસ્ત્રશીર્ષા પુરૂષઃ સહસ્ત્રાક્ષઃ સહસ્ત્રપાતઃ ''**

**''તતો વિરાડજાયત વિરાજો અધિપુરૂષઃ''**

હજાર મસ્તકવાળા તથા હજાર નેત્રવાળા તથા હજાર ચરણોવાળા વિરાટ પુરૂષ તે મહાવિષ્ણુ (પ્રધાનપુરૂષ) તે થકી ઉત્પન્ન થાય છે. તે વિરાટ પુરૂષને વિરાટ નારાયણ, હિરણ્યમય પુરૂષ, સુવર્ણવર્ણ પુરૂષ, અલક્ષ્યપુરૂષ, સહસ્ત્રશીર્ષાપુરૂષ, સહસ્ત્રાપુરૂષ, અનત ભગવાન, અનામય સ્વરૂપ ઈત્યાદિક નામથી વિરાટ પુરૂષની ઉપાસના કરે છે. તે વિરાટ્ પુરૂષના લોકમાં જાય છે.

**★ આઠ આવરણનું વર્ણન :-**

**(૧) પૃથ્વી :-**

આ બ્રહ્માંડ પૃથ્વીનુ છે. તેથી પ્રથમ આવરણ ૫૦૦૦૦૦૦૦૦ પચાસ કરોડ યોજન પૃથ્વીનુ પીઠ છે તે ચૌદ લોકને વીટીને રહ્યું છે. તેના દેવતા બ્રહ્મા છે. પૃથ્વીના આવરણમા (૧) શુક્લ (૨) નીલ (૩) પીત (૪) રક્ત (૫) હરિત (૬) કપીશ (૭) ચિત્ર. આ સાત રંગો છે તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણો છે. આ પૃથ્વીનો ગોળો ચંદ્રની માફક પ્રકાશે છે.

**(૨) જળ :-**

પૃથ્વીના આવરણથી ઉપર બીજુ મહાજળનું આવરણ છે. તે પૃથ્વીની ચારે તરફ વીટાયેલું છે. તે પૃથ્વીથી દસ ગણુ અધિક છે. ૫૦૦૦૦૦૦૦૦૦ પાંચ અબજ યોજનના વિસ્તારવાળું છે તેમાં 'શુક્લ' રંગ તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ આ ચાર ગણુ છે. તેના વિષ્ણુ દેવતા છે.

**(૩) તેજ :-**

ત્રીજુ તેજનું આવરણ છે. તે જળના આવરણથી દસગણુ અધિક ૫૦૦૦૦૦૦૦૦૦૦ પચાસ અબજ યોજનના વિસ્તારવાળુ છે. તેમાં 'ભાસ્વર શુક્લ રંગ' છે. શબ્દ, સ્પર્શ, રૂપ આ ત્રણ ગુણ છે.

**(૪) વાયુ :-**

ચોથુ વાયુનું આવરણ છે તે તેજના આવરણથી દસગણુ અધિક ૫૦૦૦૦૦૦૦૦૦૦ પાંચ વૃંદ યોજનના વિસ્તારવાળુ છે. તેમાં શબ્દ, સ્પર્શ આ બે ગુણો છે.

**(૫) આકાશ :-**

પાંચમું આકાશનું આવરણ છે. તે વાયુના આવરથી દસ ગણુ અધિક ૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦ પચાસ વૃંદ યોજનના વિસ્તારવાળુ છે તેમાં 'શબ્દ' આ એકજ ગુણ છે.

**(૬) અહંકાર :**

છઠ્ઠુ અહંકારનું આવરણ છે. તે આકાશના આવરણથી દસ ગણુ અધિક ૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ પાંચ ખર્વ યોજનના વિસ્તારવાળુ છે તે 'મહત્તમ રૂપ' છે. તે મહામાયાના મહાવિકરાળ સંસર્ગો છે. તેનો અભિમાન ગુણ છે. તથા સત્ત્વ, રજ, તમ આ ત્રણ ગુણ છે. તેમાં તમોગુણ વિશેષ હોવાથી મુઢતારૂપ છે.

**(૭) મહત્તત્ત્વ :-**

સાતમું મહતત્ત્વનું આવરણ છે. તે અહંકારના આવરથી દસ ગણુ પચાસખર્વ ૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ યોજનના વિસ્તારવાળુ છે. તેમાં મહામાયાના અનેક નાદ વિકરાળ પડછંદાઓ થાય છે તથા ભયંકર દશ્યો દેખાય છે તથા સત્ત્વ, રજ, તમ આ ત્રણ ગુણ છે. સત્ત્વગુણ વિશેષ હોવાથી સત્ત્વગુણથી પ્રકાશમાન છે.

**(૮) પ્રકૃતિ :-**

આઠમું પ્રકૃતિનું આવરણ છે. તે મહત્તત્ત્વના આવરણથી ૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ પાંચ નિખર્વ યોજનના વિસ્તારવાળુ છે. આ આવરણનું બીજુ નામ ત્રિગુણાત્મક પ્રકૃતિ કહેવાય છે તથા ગાઢતમ કહેવાય છે. તથા મહાઅંધકારમય છે. કાચો પોચો સમાધિવાળો આ આવરણમાં માયાના મહાવિકરાળ દેખાઓથી જો ડરી જાય તો તે પાછો શરીરમા આવી શકતો નથી તે આગળ પણ જઈ શકતો નથી. જેને નિર્ગુણ મૂર્તિની ઉપાસના હોય તેવા યોગીને ધ્યાન કરેલી ભગવાનની મૂર્તિનું જ્યારે દર્શન થાય છે ત્યારે તે મૂર્તિના પ્રકાશના આધારે આઠ આવરણને ભેદીને તેની પાર રહેલા ચિદાકાશમાં પહોચે છે ત્યાર પછી તેને પાછો પડવાનો ભય રહેતો નથી. આ પ્રકૃતિના આવરણને પ્રકૃતિનો લોક કહેવાય છે. પંચભૂતમય શરીરને આત્મા માનીને પાંચ ભૂતોની ઉપાસના કરનારા તથા અહંકાર, મહત્તત્ત્વ, પ્રકૃતિ તથા પંચ તન્માત્રા તેમાંથી કોઈ એકને આત્મા માની તેની ઉપાસના કરનારા તેતે આવરણમાં લીન થાય છે.

**(૨) હવે આપણે બ્રહ્મનો ભેદજ જાણીએ. બ્રહ્મ એટલે શું ?**

તો પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન તેની મૂર્તિમાંથી નીકળતો તેજનો સમૂહ તે મહારાજે (પ્રથમના-૪૫)ના વચનામૃતમાં કહ્યું છે કે ''અંતર્યામીપણે કરીને સર્વત્ર પૂર્ણ એવું જે સચ્ચિદાનંદ બ્રહ્મ છે. તે તો મૂર્તિમાન એવા જે પુરૂષોત્તમ ભગવાન તેનુ તેજ છે.'' તથા (મધ્યના-૧૩)માં વચનામૃતમાં કહ્યું છે કે જે એકરસ તેજ છે તેને આત્મા કહીએ તથા બ્રહ્મ કહીએ ને અક્ષરધામ કહીએ માટે જે જીવ પોતાના આત્માને અક્ષરબ્રહ્મ સાથે એક કરીને અર્થાત્ હું જ બ્રહ્મ છુ એમ માની પરબ્રહ્મની ઉપાસના કરે છે તે જીવ બ્રહ્મરૂપ થાય છે. તે વાત મહારાજે (મધ્યના-૪૯)ના વચનામૃતમાં કહી છે. જેમ નદીઓ સમુદ્રને વિષે લીન થઈ જાય છે અને શુરો રણને વિષે ટુક ટુક થઈ જાય છે. અને સતી અને પતંગ તે અગ્નિને વિષે બળી જાય છે તેમ એકરસ પરિપૂર્ણ એવુ જે અક્ષરબ્રહ્મ તેને વિશે અમારા આત્માને લીન કરી રાખ્યો છે. અને તે તેજોમય એવું જે અક્ષરબ્રહ્મ તેને વિષે પુરૂષોત્તમ ભગવાન રહ્યા છે.

**★ બ્રહ્મના લક્ષણો શા છે ?**

તો બ્રહ્મ છે તે તો સનાતન છે, નિત્ય છે, અપ્રાકૃત છે, સચ્ચિદાનંદ છે, અનંત છે, અખંડ છે, સદા નિર્વિકાર છે. નિર્દોષ છે અતિશય શુધ્ધ છે. શાંત છે. નિર્ગુણ છે. શ્રીહરિની મરજીને યથાર્થ જાણે છે. ને તે પ્રમાણે વર્તે છે. ને મૂર્તિમાં સ્થિર થઈને રહ્યા છે. અને માયાના આવરણથી રહિત છે. મહારાજમાં અતિશય પ્રીતિએ યુક્ત છે. અને અક્ષરબ્રહ્મને વિષે અનંતકોટિ બ્રહ્માંડો પરમાણુ સરખા જણાય છે. જેને અક્ષરબ્રહ્મ કહે છે. ચિદાકાશ કહે છે અને અક્ષરધામ કહે છે.

**★ બ્રહ્મરૂપ કેમ થવાય ?**

તો મહારાજે (મધ્યના-૫૦)નાં વચનામૃતમાં કહ્યું છે કે જેમ નદીઓ સમુદ્રને વિશે લીન થઈ જાય છે અને જેમ સતી અને પતંગ તે અગ્નિને વિશે બળી જાય છે અને જેમ શુરો રણને વિશે ટુક ટુક થઈ જાય છે, તેમ એકરસ પરિપૂર્ણ એવું જે અક્ષરબ્રહ્મ તેને વિશે અમારા આત્માને લીન કરી રાખ્યો છે. માટે આપણે પણ આપણા આત્માને અક્ષરબ્રહ્મમાં લીન કરી દેવો એટલે એમ માનવું કે હું જ અક્ષરબ્રહ્મ છું, ચિદાકાશ છુ અક્ષરધામ છુ. અને મારે વિશે પરબ્રહ્મ પુરૂષોત્તમ નારાયણ અખંડ બિરાજમાન છે એમ નિરંતર બ્રહ્મ અને પરબ્રહ્મનો સંગ કરે તો એ જીવ બ્રહ્મરૂપ થાય છે માટે મહારાજે શિક્ષાપત્રીના-૧૧૬ શ્લોકમાં કહ્યું છે કે પોતાને બ્રહ્મરૂપ માનીને ભગવાનની ભક્તિ કરવી તથા (અમદાવાદ-૨) વચનામૃતમાં કહ્યું છે કે નાહી-ધોઈને ભગવાનની પૂજા કરવી એટલે કે પોતાને બ્રહ્મરૂપ માનીને જો ભગવાનની ભક્તિ કરે તો એ જીવ બ્રહ્મરૂપ થાય છે.

**★ પોતાને હું અક્ષરબ્રહ્મ છુ, ચિદાકાશ છુ એમ શા માટે માનવું ?**

તો વ્હાલા ભક્તો ! પરબ્રહ્મ પુરૂષોત્તમ નારાયણને રહેવાનું પાત્ર જ અક્ષરબ્રહ્મ છે તો પાત્ર વિના પરબ્રહ્મ પુરૂષોત્તમ નારાયણ રહેશે ક્યાં ? જેમ સિંહણનું દૂધ શુધ્ધ સોળવલા સોનાનાં પાત્રમાં જ રહે પણ બીજા પાત્રમાં ન રહે તેમ પરબ્રહ્મ પુરૂષોત્તમ નારાયણ શુધ્ધ ચૈતન્ય બ્રહ્મ જે અક્ષરધામ તે રૂપ પાત્રમાં જ રહે પણ બીજા પાત્રમાં ન રહે માટે પરબ્રહ્મ પુરૂષોત્તમ નારાયણને અક્ષરબ્રહ્મ રૂપ પાત્રમાં રહેવું અતિશય ગમે છે. માટે આપણે આપણા પ્રભુને ગમવા માટે બ્રહ્મરૂપ થાવુ અતિ આવશ્યક છે.

**★ અક્ષરબ્રહ્મનુ અન્વયપણુ અને વ્યતિરેકપણુ :-**

**(૧) અન્વયપણુ :-** માયા અને માયાના કાર્ય જે અનંતકોટિ બ્રહ્માંડ તેને વિષે વ્યાપકપણે જે અક્ષરબ્રહ્મને કહેવા તે એનુ અન્વયપણુ છે તેમજ પ્રકૃતિ પુરુષ તથા સૂર્ય ચંદ્રાદિક સર્વે દેવતા તેનુ જે પ્રેરક તે અક્ષરબ્રહ્મનુ અન્વયપણુ જાણવુ.

**(૨) વ્યતિરેકપણુ :-** એ સર્વેથી પૃથકપણે સચ્ચિદાનંદપણે જે અક્ષરબ્રહ્મને કહેવા તે એનુ વ્યતિરેકપણુ છે તેમજ જે સ્વરૂપને વિષે પુરુષ પ્રકૃત્તિ આદ્યે કાંઈ ઉપાધિ રહેતી નથી એક પુરુષોત્તમ ભગવાન જ રહે છે તે અક્ષરબ્રહ્મનુ વ્યતિરેક સ્વરૂપ જાણવુ.

**(૩) હવે આપણે બીજુ તત્ત્વ માયા વિશે જોઈએ :-**

**★ માયા તત્ત્વ શું છે ?**

તો માયા એક પરમાણુ જેવો એકદમ જીણો જડ પદાર્થ છે પરંતુ તે એવો વિચિત્ર પદાર્થ છે કે તે પરમાણુમાંથી ભગવાન જ્યારે સૃષ્ટિ કરવા ધારે ત્યારે તે ફુલવા માંડે છે. તે કરોડો બ્રહ્માંડો એમાંથી ઉત્પન્ન થાય છે અને ભગવાન જ્યારે સૃષ્ટિને સંકેલવા માંડે ત્યારે તે પાછો પરમાણુ રૂપ થઈ જાય છે. એજ માયા છે.

**★ માયાના લક્ષણ શા છે ?**

તો મહારાજે શિક્ષાપત્રીના (૧૦૬) શ્લોકમાં કહ્યું છે કે જે માયા છે તે ત્રિગુણાત્મિકા છે ને અંધકારરૂપ છે ને શ્રીકૃષ્ણ ભગવાનની શક્તિ છે અને આ જીવને દેહ તથા દેહના જે સંબંધી તેમને વિષે અહંમમત્વ કરાવનારી છે. એમ માયાને જાણવી તથા **(પ્ર-પ્ર-૧) વચનામૃતમાં**

**મહારાજે કહ્યું છે કે,** ભગવાનના ભક્તને ભગવાનનુ ધ્યાન કરતા જે પદાર્થ આડુ આવીને આવરણ કરે તેને માયા કહીએ.'' તથા **(પ્ર.પ્ર-૧૨) માં વચનામૃતમાં કહ્યું છે કે** ''પ્રકૃતિ છે તે ત્રિગુણાત્મક છે. ને જડ ચિદાત્મક છે. ને નિત્ય છે ને નિર્વિશેષ છે. અને મહદાદિક સમગ્ર તત્ત્વ અને જીવમાત્ર તેનુ ક્ષેત્ર છે. અને ભગવાનની શક્તિ છે. ''અને ગુણ સામ્ય ને નિર્વિશેષ એવી જે માયા તેનો જે ક્ષોભ કરે છે તેને કાળ કહીએ.

**★ માયા ત્રિગુણાત્મક છે એટલે શું ?**

તો સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ માયાના સ્વરૂપમાં રહેલા છે. અર્થાત્ ત્રણે ગુણે યુક્ત માયા છે.

**★ માયા જડ ચિદાત્મક છે એટલે શું ?**

તો માયા સ્વરૂપથી જડ છે. અને તેની સાથે જોડાયેલા જીવોથી યુક્ત છે. એટલે માયા જડચિદાત્મક કહેવાય છે. માયા નિત્ય છે એટલે અનાદિ છે. માયા નિર્વિશેષ છે. એટલે કોઈ વિશેષ કાર્યની ઉત્પત્તિ નહિ થઈ હોવાથી, માયા ગુણ સામ્ય એટલે ત્રણે ગુણ સમાન રહ્યા છે.

**★ સંક્ષિપ્તમાં ઉત્પત્તિ ક્રમ :-**

વ્હાલા ભક્તો ! આત્યંતિક પ્રલયમાં માયામા બંધાયેલા એવા દરેક જીવાત્માઓ મહામાયાને વિશે કારણ શરીરે સહિત લીન હતા તેને સુખ દેવાને માટે ભગવાન ઉત્પત્તિ કરે છે જેમ આ સંસારમાં મા-બાપ પોતાના બાળકોને સવારે જગાડે છે ને પછી તેનુ પાલન પોષણ કરે છે અને સાંજે પાછા સુવડાવી દે છે એ ત્રણેય બાબત બાળકોના હિત માટે કરે છે તેમ ભગવાન ઉત્પત્તિ જીવના હિત માટે કરે છે સ્થિતિ પણ જીવના હિત માટે છે ને પ્રલય પણ જીવના હિત માટે છે.

હવે તેની રીત કહીએ છીએ જે પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાને અતિ કરૂણા કરી જીવોના કલ્યાણ માટે એમ સંકલ્પ કર્યો જે **''અહમ્ બહુ સ્યામ્ પ્રજાયેય''** કે હું બહુ રૂપે થાવ આમ સંકલ્પ કરીને અક્ષર સામુ જોયુ ત્યારે અક્ષરધામમાં અનંતકોટિ મુક્તો બેઠા હતા તેમાંથી જે મુક્તને કાંઈક કરવાનો સત્ આશય હતો તેને ભગવાને અક્ષરમાં પ્રવેશ કરીને મહાપુરૂષ બનાવ્યો અને મહાપ્રલયમાં પરમાણુરૂપ જે જડ માયા અક્ષરધામમાં લીન હતી તેને ભગવાને સ્ત્રીનો

આકાર આપીને મહામાયા બનાવી પછી ભગવાને એક મુક્તને મહાકાળ બનાવ્યો પછી ભગવાને મહાપુરૂષમાં પ્રવેશ કરીને મહામાયાને પ્રેરીને મહાકાળ દ્વારા તેમા ક્ષોભ કરાવ્યો કહેતા ખળભળાટ કર્યો વિકારો ઉત્પન્ન કર્યા તેથી મહાપુરૂષ અને મહામાયા દ્વારા અનંતકોટિ પ્રધાનપુરૂષ ઉત્પન્ન થતા હવા જેમ જેમ પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાનનો પ્રવેશ થતો ગયો તેમ તેમ સૃષ્ટિની પ્રવૃત્તિ થતી ગઈ હવે તે પ્રધાનપુરૂષ કેવા છે તો અનંતકોટિ બ્રહ્માંડની ઉત્પત્તિના કારણ છે તે મધ્યે એક બ્રહ્માંડની ઉત્પત્તિના કારણ એવા જે પ્રધાનપુરૂષ તેને કહીએ છીએ જે પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન પુરૂષરૂપે કરીને પ્રધાનને વિષે ગર્ભને ધરતા હવા પછી તે પ્રધાનથકી મહત્તત્ત્વ ઉત્પન્ન થતુ હવુ અને મહત્તત્ત્વ થકી ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થતો હવો તેમાં સાત્ત્વિક અહંકારથી મન ઈન્દ્રિયોના દેવતા ઉત્પન્ન થતા હવા રાજસ્ અહંકારથી દશ ઈન્દ્રિયો બુધ્ધિ અને પ્રાણ ઉત્પન્ન થતા હવા અને તામસ્ અહંકારથી પંચભૂત અને પંચતન્માત્રા ઉત્પન્ન થતા હવા પછી આ સર્વે તત્ત્વો ભેળા થયા તેમાથી વૈરાટ પુરૂષ ઉત્પન્ન થતા હવા વૈરાટ પુરૂષ થકી ત્રણ દેવો ઉત્પન્ન થતા હવા વૈરાટની નાભિમાંથી બ્રહ્મા ઉત્પન્ન થતા હવા હૃદયમાંથી વિષ્ણુ અને ભ્રકૃટિમાંથી મહેશ ઉત્પન્ન થતા હવા તેમાં બ્રહ્મા ઉત્પત્તિ કરે છે, વિષ્ણુ પાલન કરે છે અને શંકર સંહાર કરે છે. પછી બ્રહ્મા થકી મરીચ્યાદિક પ્રજાપતિ થયા તે થકી કશ્યપ પ્રજાપતિ થયા. તે થકી દક્ષપ્રજાપતિ થયા તે થકી ઈન્દ્રાદિક દેવતા થયા દૈત્યો થયા સ્થાવર, જંગમ સર્વે સૃષ્ટિ થઈ.

**★ તે સૃષ્ટિ ચાર ખાણમાં વહેંચાયેલી છે :-**

(૧) અંડજ - ઈંડામાંથી જન્મે તે પક્ષી કીટ, (૨) ઉદ્ભિજ -ઉગી નીકળે તે વનસ્પતિ, (૩) સ્વેદજ - પરસેવામાંથી જન્મે તે જુ, માકડ, (૪) જરાયુજ - જર, ઓળમાંથી જન્મે તે પશુ, મનુષ્ય

**★ આ જીવાત્માના ૮૪ લાખ પ્રકારના જન્મ છે :-**

(૧) તેમા ૯ લાખ જળજંતુ, (૨) ૧૦ લાખ પક્ષી, (૩) ૩૦ લાખ પશુઓ, (૪) ૨૦ લાખ વનસ્પતિ, (૫) ૧૧ લાખ જુ, માકડ, કીટ, (૬) ૪ લાખ મનુષ્ય

**કુલ ૮૪ લાખયોનિ છે.** એ સર્વેમાં પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન કારણ પણે અંતર્યામીપણે પ્રવેશ કરીને રહ્યા છે.

★ **સૃષ્ટિનો ઉત્પત્તિક્રમ :-**

પરબ્રહ્મ ભગવાન શ્રી સ્વામિનારાયણ

અક્ષરબ્રહ્મ | અક્ષરધામ | ચિદાકાશ

મહાપુરૂષ | મહામાયા | મહાકાળ

પ્રધાનપુરૂષ (અનંતકોટિ)

મહત્તત્ત્વ, ચિત્ત (શુધ્ધસત્ત્વમય)

અહંકાર (ત્રિગુણાત્મક)

સાત્ત્વિક | રાજસ્ | તામસ્

મન, ચૌદ ઈન્દ્રિયોના દેવતા | બુધ્ધિ, દશ ઈન્દ્રિયો દશ પ્રાણ | પંચભૂત પંચ વિષય

વિરાટ પુરૂષ

પોષણ-વિષ્ણુ | ઉત્પત્તિ-બ્રહ્મા | સંહાર-શંકર

મરિચ્યાદિક પ્રજાપતિ

કશ્યપાદિક પ્રજાપતિ

દક્ષ પ્રજાપતિ

દેવતાઓ, દૈત્યો, મનુષ્યો, સ્થાવર જંગમ સર્વે સૃષ્ટિ થઈ.

★ **માયાના ૫૧ (એકાવન) તત્ત્વોના ટોળાની સમજ :-**

| **(૧) પંચજ્ઞાન ઈન્દ્રિયો** | **સ્થાન** | **કાર્ય** | **દેવતા** |
|---|---|---|---|
| (૧) શ્રોત્ર | કાનમાં | સાંભળવું | દિગ્પાળ |
| (૨) ત્વક્ | ચામડીમાં | સ્પર્શ કરવો | વાયુ |
| (૩) ચક્ષુ | આંખમાં | જોવુ | સૂર્ય |
| (૪) રસના | જીભમાં | ખાવુ | વરૂણ |
| (૫) ઘ્રાણ | નાકમાં | સુંઘવું | અશ્વિનીકુમાર |

| **(૨) પંચકર્મ ઈન્દ્રિયો** | **સ્થાન** | **કાર્ય** | **દેવતા** |
|---|---|---|---|
| (૧) વાક્ | મુખમાં | બોલવુ | અગ્નિ |
| (૨) પાણી | હાથમાં | પકડવુ | ઈન્દ્ર |
| (૩) પાદ્ | પગમાં | ચાલવુ | વિષ્ણુ |
| (૪) પાયુ | ગુદામાં | મળત્યાગ | યમ |
| (૫) ઉપસ્થ | શિશ્નમાં | મૂત્રત્યાગ | પ્રજાપતિ |

| **(૩) દશ પ્રાણ** | | **કાર્ય** |
|---|---|---|
| (૧) | પાન | શ્વાસ લેવાય છે |
| (૨) | અપાન | મળનો ત્યાગ થાય છે |
| (૩) | વ્યાન | શરીરના સાંધા વળાય છે |
| (૪) | ઉદાન | અન્ન-જળનો વિભાગ થાય છે |
| (૫) | સમાન | નાડીઓને પોષણ મળે છે |
| (૬) | નાગ | ઓડકાર ખવાય છે |
| (૭) | કુર્મ | આંખ ઉઘાડ બંધ થાય છે |
| (૮) | કરકલ | છીંક ખવાય છે |
| (૯) | દેવદત્ત | બગાસુ ખવાય છે |
| (૧૦) | ધનંજય | શરીર ફુલાય છે |

| (૪) ચાર અંતઃકરણ | સ્થાન | કાર્ય | દેવતા |
|---|---|---|---|
| (૧) મન | હૃદયમાં | મનન કરવું | ચંદ્રમાં |
| (૨) બુધ્ધિ | હૃદયમાં | નિશ્ચય કરવો | બ્રહ્મા |
| (૩) ચિત્ત | હૃદયમાં | ચિંતવન કરવું | વાસુદેવ |
| (૪) અહંકાર | ભ્રકૃટિમાં | અભિમાન કરવુ | રૂદ્ર |

**★ ચાર અંતઃકરણના લક્ષણો :-**

**(૧) મન :-** મન જે તે સ્ત્રી આદિક પદાર્થની જે સમગ્ર કામના તેની ઉત્પત્તિનું ક્ષેત્ર છે અને સંકલ્પ-વિકલ્પરૂપ છે અને સમગ્ર ઈન્દ્રિયોનું નિયંતા છે એ મનનું લક્ષણ છે. અને મન આલોચનનું કામ કરે છે.

**(૨) બુધ્ધિ :-** બુધ્ધિને વિષે પદાર્થ માત્રનું જ્ઞાન રહ્યું છે અને સમગ્ર ઈન્દ્રિયોને વિષે જે વિશેષ જ્ઞાન છે તે બુધ્ધિ વતે છે અને જે બુધ્ધિને વિષે સંશય, નિશ્ચય, નિદ્રા અને સ્મૃતિ એ રહ્યા છે એ બુધ્ધિનું લક્ષણ છે. અને બુધ્ધિ પ્લાનીંગનું કામ કરે છે.

**(૩) ચિત્ત :-** ચિત્તને અને મહત્તત્ત્વને અભેદપણે જાણવું અને જે ચિત્તને વિષે સૂક્ષ્મપણે કરીને સમગ્ર જગત રહ્યું છે અને પોતે નિર્વિકાર છે ને પ્રકાશમાન છે ને સ્વચ્છ છે ને શુધ્ધ સત્ત્વમય છે અને શાંત છે એ ચિત્તનું લક્ષણ છે. અને ચિત્ત ચિત્ર બતાવવાનું કામ કરે છે.

**(૪) અહંકાર :-** અહંકાર જે તે ત્રિગુણાત્મક છે અને ભૂત માત્ર, ઈન્દ્રિયો, અંતઃકરણ, દેવતા અને પ્રાણ એ સર્વેની ઉત્પત્તિનું કારણ છે અને એને વિષે શાંતપણુ છે, ઘોરપણું છે અને વિમુઢપણું છે. એ અહંકારનું લક્ષણ છે. અને અહંકાર અધિકારનો વિચાર કરવાનું કામ કરે છે.

**★ (૫) પંચભૂત :-**

(૧) પૃથ્વી (૨) જળ (૩) તેજ (૪) વાયુ (૫) આકાશ

**★ પંચભૂતના લક્ષણો :-**

**(૧) પૃથ્વી :-** સર્વજીવ પ્રાણીમાત્રનું ધારવાપણુ અને લોકરૂપે કરીને સ્થાનકપણુ અને આકાશાદિક જે ચાર ભૂત તેનું વિભાગ કરવાપણુ અને સમગ્ર ભૂતપ્રાણી માત્રના શરીરનું પ્રગટ કરવાપણુ એ પૃથ્વીનું લક્ષણ છે.

**(૨) જળ :-** પૃથ્વી આદિક દ્રવ્યનું પિંડીકરણ કરવાપણું ને પદાર્થને કોમળ કરવાપણું ને ભીનુ કરવાપણું ને તૃપ્તિ કરવાપણું ને પ્રાણીમાત્રને જીવાડવાપણું ને તૃષાની નિવૃત્તિ પમાડવાપણુ ને તાપને ટાળવાપણું અને બહુપણું એ જળનું લક્ષણ છે.

**(૩) તેજ :-** પ્રકાશપણું અને અન્નાદિકને પચવી નાખવાપણું ને રસને ગ્રહણ કરવાપણું ને કાષ્ટનું ને હુત દ્રવ્યાદિકનું ગ્રહણ કરવાપણું અને ટાઢને હરવાપણું ને શોષણ કરવાપણું અને ક્ષુધાને તૃષા એ તેજનું લક્ષણ છે.

**(૪) વાયુ :-** વૃક્ષાદિકને કંપાવવાપણું ને તૃણાદિકને ભેળા કરવાપણું ને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ જે પંચવિષય તેને ક્ષોત્રાદિક પંચ ઈન્દ્રિયો પ્રત્યે પમાડવાપણું અને સર્વે ઈન્દ્રિયોનું આત્માપણુ એ વાયુનું લક્ષણ છે.

**(૫) આકાશ :-** સમગ્ર જીવમાત્રને અવકાશ દેવાપણું અને ભૂતપ્રાણી માત્રનું જે દેહ તેનો માહિલો વ્યવહાર અને બહારનો વ્યવહાર તેનું કારણપણું અને પ્રાણ ઈન્દ્રિયો અને અંતઃકરણ એ સર્વેનું સ્થાનકપણું એ આકાશનું લક્ષણ છે.

**★ (૬) પંચવિષય (પંચ તન્માત્રા) :-**

(૧) શબ્દ (૨) સ્પર્શ (૩) રૂપ (૪) રસ (૫) ગંધ

**★પંચવિષય (પંચ તન્માત્રા)ના લક્ષણો :-**

**(૧) શબ્દ :-** શબ્દ જે તે અર્થમાત્રનો આશ્રય છે. ને વ્યવહારમાત્રનો કારણ છે અને બોલનારાની જે જાતિ અને સ્વરૂપ એને જણાવનારો છે અને આકાશને વિષે રહેવાપણું છે અને શ્રોત્ર ઈન્દ્રિયે કરીને ગ્રહણ કર્યામાં આવે છે તે શબ્દનું લક્ષણ છે.

**(૨) સ્પર્શ :-** સ્પર્શ છે તે વાયુની તન્માત્રા છે અને કોમળપણુ, કઠણપણુ, શિતળપણુ, ઉષ્ણપણુ અને ત્વચાએ કરીને ગ્રહણ કરવાપણું એ સ્પર્શનું લક્ષણ છે.

**(૩) રૂપ :-** પદાર્થમાત્રના આકારને જણવી દેવાપણુ અને તે પદાર્થને વિષે ગૌણપણે રહેવાપણું અને તે પદાર્થની રચનાએ કરીને પરિણામપણુ અને તેજ તત્ત્વનું તન્માત્રાપણુ અને ચક્ષુ ઈન્દ્રિયે કરીને ગ્રહણ કરવાપણું એ રૂપનું લક્ષણ છે.

**(૪) રસ :-** મધુરપણુ, તીખાપણુ, કષાયલાપણુ, કડવાપણુ, ખાટાપણુ ખારાપણુ અને જળનું તન્માત્રાપણુ અને રસના ઈન્દ્રિયે કરીને ગ્રહણ કરવાપણું એ રસનું લક્ષણ છે.

**(૫) ગંધ :-** સુગંધપણું, દુર્ગંધપણુ અને પૃથ્વીનું તન્માત્રાપણુ અને ઘ્રાણ ઈન્દ્રિયે કરીને ગ્રહણ કરવા પણુ એ ગંધનું લક્ષણ છે.

**★ (૭) ત્રણ ગુણ :-**

(૧) સત્ત્વગુણ (૨) રજોગુણ (૩) તમોગુણ

**★ ત્રણ ગુણના લક્ષણો :-**

**(૧) સત્ત્વગુણ :-** સત્પુરુષનો સમાગમ, વિરામવૃત્તિ, શાંતિ, તૃપ્તિ, સંતોષ, અંતરવૃત્તિ, સદ્‌ભાવ, પરોપકાર, દિવ્યદષ્ટિ, ગુણગ્રાહીપણુ દેવપૂજન, ભજનભક્તિ, બ્રહ્મચર્યવ્રત, સ્થિરપણુ કથાવાર્તા, પવિત્રતા, સત્કર્મ, પ્રસન્નતા, પવિત્ર વ્યવહાર, જ્ઞાન, વિજ્ઞાન, નિખાલસ, વર્તન, વિશ્વાસી, સહનશક્તિ, ગંભીરતા, હૃદયમાં ઠંડક, અવૈરીતા, સરલપણુ સત્યતા, નીતિનો ઉદ્યમ, નિષ્કામભાવના, શાસ્ત્રતત્ત્વવિવેક, કલ્યાણ પ્રવૃત્તિ આ સત્ત્વગુણી વ્યક્તિની રીતિ છે.

**(૨) રજોગુણ :-** ઉજળાઈમાં તાન, રાગરંગમાં વૃત્તિ, પ્રવૃત્તિમાં પ્રયાસ, ઉદ્યમમાં ફુલજીપણુ, માન મોટાઈની વૃત્તિ, ઈન્દ્રિયોને લાડ લડાવવા, કાર્યશીલની મિત્રતા, કાર્યશીલપણુ, નવરાશ ન હોવી, બાહેર વૃત્તિ, ખર્ચાળપણુ, સ્વાર્થભાવના, પોતાની પ્રશંસા, દેવની માનતા, રિધ્ધિ-સિધ્ધિમાં તાન, લોક ભક્તિ, વેગીપણુ, ભોગભાવના, સંગ્રહ, દુઃખદ પ્રવૃત્તિ ચંચળતા, ખેચતાણ, પોતાનો કક્કો સાચો, આગેવાની, ગરબડીયાવ્યવહાર, સ્વાર્થનીતિ, વિષયવિચાર, વિહાર નિષ્ઠા, સકામ ભાવ, આવાગમનમાં રુચિ, વ્યર્થ વપરાશ, વધારે ખોટાઈ, સારુ સારુ તમન્ના, સારી ગાંદળી મારી, ગાન, તાન, નાચમાં રુચિ, તુષ્ણા, લોલુપતા, ફજેતી, ટાપટીપ, પરિશ્રમ વગેરે રજોગુણી વ્યક્તિની રીતિ છે.

**(૩) તમોગુણ :-** ઉકળાટ, ઉદ્વેગ, ક્રોધ, રોષ, જુસ્સો, ક્રૂરતા, દંભ, ગર્વ, અભિમાન, કરડાઈ, કાર્યધ્વંસ, અભક્ષ્યરુચિ, બળતરા, અધર્મવાસ, સર્વભોગિતા, કુટુંબ કલેશ, પતન, તિરસ્કાર, દષ્ટતા, કઠોરતા, શત્રુભાવ, તોડફાંડ, નાસ્તિકતા, અશુધ્ધિ, અજ્ઞાન, મલીનતા, મહામોહ, વૈર, યજ્ઞ, હેરાનપણુ, તડફડ, અવિવેક, મારામારી, ભંગાણ, વ્યસનીપણુ, આડોડાઈ,

અવળાઈ, ચોરી, ઘાતકીપણુ, ખટપટ, ચાડીચુગલી, વિવેકહાનિ, સાહસ, દ્રોહ, હિંસા, કનડગત, ભૂખમરો, નિર્લજપણુ, અન્યાય, છેતરપીંડી, અવિશ્વાસ, વિશ્વાસઘાત, આત્મઘાત, મોક્ષધ્વંસ, દંડ પધ્ધતિ, સર્વઘાત, હરામીપણું, ગુંડાઈ, બળાત્કારાદિક, તમોગુણી વ્યક્તિની રીતિ છે.

**★ ત્રણેય ગુણ જીવને લૂંટે છે :-**

(૧) સત્ત્વગુણ સુખમાં આસક્તિ કરીને બાંધે છે.

(૨) રજોગુણ પ્રવૃત્તિમાં બાંધે છે.

(૩) તમોગુણ અજ્ઞાન વધારીને મોહ વધારીને બાંધે છે. માટે નિર્ગુણ ભાવ કેળવવો.

**(૪) હવે ઈશ્વરનો ભેદ જોઈએ :-**

**★ ઈશ્વર એટલે શું ?**

તો અક્ષરધામાધિપતિ પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન જ્યારે સૃષ્ટિ કરવાનો સંકલ્પ કરે ત્યારે અક્ષરધામમાં રહેલા જે મુક્તો તેમાં જેને જેને કાંઈક ઐશ્વર્યની ઈચ્છા હોય તેને તેને અક્ષર દ્વારા શ્રીજી મહારાજ ઐશ્વર્ય આપીને સૃષ્ટિના કાર્યમાં જોડે છે તેને ઈશ્વરો કહેવાય છે. જેવા કે બ્રહ્મા, વિષ્ણુ, શંકર તથા અનિરૂધ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ તથા વિરાટપુરૂષ, પ્રધાનપુરૂષ, પ્રકૃતિપુરૂષ તથા તેમના અવતારો એ સર્વે ઈશ્વરો છે. તે એક પ્રકારના ઐશ્વર્ય પામેલા જીવ છે. કેમ જે મહારાજે (લોયાના-૧૩)માં વચનામૃતમાં કહ્યું છે કે ''નારાયણને લીધા વિના તો અક્ષરને પણ ભગવાન ન કહેવાય તો બીજાની શી વાર્તા કહેવી ?'' માટે એ નારાયણ જેવા તો એક નારાયણ જ છે. પણ બીજો કોઈ એ જેવો થતો નથી અને **''એકમેવા દ્વિતીયં બ્રહ્મ''** એ શ્રુતિનો પણ એજ અર્થ છે જે ભગવાન જેવા તો એક ભગવાન છે.

**★ ઈશ્વરના લક્ષણો શા છે ?**

તો મહારાજે (મધ્યના-૩૧)ના વચનામૃતમાં વૈરાજ પુરૂષરૂપ ઈશ્વરના લક્ષણો કહ્યા છે કે વૈરાજ પુરૂષ તે આ જીવ જેવા જ છે. અને એની ક્રિયા પણ આ જીવની જેવી છે ને તે વૈરાજપુરૂષની દ્વિપરાર્ધ કાળની આવરદા છે. અને આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલયરૂપ એની ત્રણ અવસ્થા છે. અને વિરાટ સૂત્રાત્મા અને અવ્યાકૃત એ ત્રણ દેહ છે ને તે દેહ અષ્ટાવરણે યુક્ત છે. અને ઈશ્વરના દેહમાં જે પંચભૂત રહ્યા છે તેની મહાભૂત એવી સંજ્ઞા છે તે મહાભૂત સર્વ

જીવના દેહને ધારી રહ્યા છે. અને જીવના દેહમાં જે પંચભૂત છે તે અલ્પ છે. તે બીજાને ધારવાને સમર્થ નથી અને જીવ છે તે અલ્પજ્ઞ છે. અને ઈશ્વર છે તે સર્વજ્ઞ છે એમ ઈશ્વરને જાણવા.

**★ ઈશ્વરના ત્રણ શરીર**

(૧) વિરાટ (૨) સૂત્રાત્મા (૩) અવ્યાકૃત

**★ ઈશ્વરની ત્રણ અવસ્થા**

(૧) ઉત્પત્તિ (૨) સ્થિતિ (૩) પ્રલય

**★ ઈશ્વરનુ અન્વયપણુ અને વ્યતિરેકપણુ**

**(૧) અન્વયપણુ :-** વિરાટ, સૂત્રાત્મા અને અવ્યાકૃત ત્રણ શરીરે સહિત જે ઈશ્વરને કહેવા તે ઈશ્વરનું અન્વયપણુ છે.

**(૨) વ્યતિરેકપણુ :-** એ ત્રણ શરીરથી પૃથકને સત્તામાત્ર કહેવા તે ઈશ્વરનુ વ્યતિરેકપણુ છે.

**(૫) હવે આપણે ત્રીજુ તત્ત્વ જીવ વિશે જોઈએ :-**

**★ જીવ તત્ત્વ શું છે ?**

તો ચિદાકાશની એક નાની એવી અતિ સૂક્ષ્મ કટકી એટલે જીવ

**★ જીવના લક્ષણો શા છે ?**

મહારાજે શિક્ષાપત્રીના (૧૦૫)માં શ્લોકમાં કહ્યું છે કે જે જીવ છે તે હૃદયને વિષે રહ્યો છે ને અણુ સરખો સૂક્ષ્મ છે ને ચૈતન્યરૂપ છે ને જાણનારા છે અને પોતાની જ્ઞાન શક્તિએ કરીને નખથી શિખાપર્યંત સમગ્ર પોતાના દેહ પ્રત્યે વ્યાપીને રહ્યો છે. અને અછેદ્ય, અભેદ્ય, અજર, અમર ઈત્યાદિક છે. લક્ષણ જેના એવો જીવ છે એમ જાણવો.

**★ જીવ હૃદયને વિષે કેવી રીતે રહ્યો છે ?**

તો મહારાજે (અંત્યના-૪) વચનામૃતમાં કહ્યું છે કે "આ જીવાત્મા હૃદયને વિષે પંચભૂતના વિકારરૂપ જે માંસનુ ચક્ર છે તેને વિશે વિશેષ સત્તાએ કરીને વ્યાપીને રહ્યો છે." અને સામાન્યપણે કરીને બધા દેહમાં વ્યાપીને રહ્યો છે. જેમ મંદિરમાં એક સ્થળને વિષે દીવો મૂક્યો હોય તે દીવાના

અગ્નિની જ્યોત વિશેષ કરીને તો વાટ્યને વિષે વ્યાપીને રહી છે અને સામાન્યપણે કરીને તો બધા ઘરને વિષે વ્યાપી રહી છે તેમ જીવ આ દેહમાં રહ્યો છે.

**★ જીવ અણુ સરખો સૂક્ષ્મ કેમ છે ?**

તો આ જીવ માયિક દૃષ્ટિએ ચર્મ ચક્ષુએ દેખાય એવો નથી માટે અણુ સરખો સૂક્ષ્મ છે. તેને દૃષ્ટાંતે કરીને સમજીએ તો માથાના એક વાળનો અગ્રભાગ લઈ તેના સો ટુકડા કરીએ તેમાંથી એક ટુકડો લઈને તેના સો ટુકડા કરીએ તેમાના એક ટુકડા જેવો આપણો જીવ છે. માટે અણુ સરખો સૂક્ષ્મ કહ્યો છે.

**★ જીવ ચૈતન્યરૂપ છે તે કેમ છે ? અને જાણનારો છે તે કેવી રીતે ?**

તો મહારાજે (અંત્યના-૩૯)ના વચનામૃતમાં કહ્યું છે કે ''આત્મા તો સૂર્ય અને અગ્નિ જેવો તેજસ્વી છે ને જાણપણે યુક્ત છે અને તે અગ્નિની જ્વાળા તથા સૂર્યના કિરણ તે તો જડ છે કેમ જે તેને આંગળી અડાડીએ તો ખસે નહિ અને કીડી હોય ને તેને આંગળી અડાડીએ તો ખસીને અવળી ચાલે માટે આત્મા તે જાણપણે યુક્ત છે અને તેજસ્વી છે માટે જેમ સૂર્ય સ્વયં પ્રકાશિત છે અને તેમાંથી પ્રકાશ નીકળે છે એટલે તે પ્રકાશવાળો પણ છે તેમ જીવ સ્વયં જ્ઞાન છે અને તેની ચેતનારૂપે તેમાંથી જ્ઞાન પ્રસરે છે. એટલે તે જ્ઞાનવાળોપણ છે. જીવને 'હુ' 'હુ' આવો જે પોતાનો અનુભવ થાય છે તે તેના જ્ઞાનરૂપ મૂળ સ્વરૂપનો અનુભવ થઈ રહ્યો છે.'' પછી હુ સાધુ છુ, સત્સંગી છુ આ મારા ગુરૂ છે, આ મારા સગા-સંબંધી છે આવુ જે પોતાનુ તથા બીજાનુ જ્ઞાન મેળવી રહ્યો છે એટલે તે જ્ઞાનવાન પણ છે તે તેનુ પ્રમાણ છે માટે જીવ ચૈતન્યરૂપ છે એટલે તે જ્ઞાન નામનુ દ્રવ્ય મટીરીયલ છે. માટે જીવનું સ્વરૂપ સ્વયં જ્ઞાન છે. અને જાણનારો છે. એટલે તે જ્ઞાનવાન પણ છે.

**★ જીવ અછેદ્ય, અભેદ્ય, અજર અમર છે તે કેવી રીતે છે ?**

તો મહારાજે (અંત્યના-૩૯)ના વચનામૃતમાં કહ્યું છે કે એ આત્મા અનેક યોનિને પામ્યો છે અને એમ કહેવાય છે કે **''જેટલુ સમુદ્રનું પાણી છે તેટલુ એ જીવ પોતાની માતાનુ દૂધ ધાવ્યો છે''** અને ત્યાં અનેક પ્રકારે મરાણો છે તો પણ મર્યો નથી જેવો છે તેવોને તેવો જ છે અને એ અજ્ઞાન અવસ્થામાં પોતાને દેહરૂપ માનતો હતો ત્યારે પણ ન મર્યો તો હવે આપણને

તેનુ જ્ઞાન થયુ છે. ત્યારે તે કેમ મરશે ? માટે જીવ અછેદ્ય, અભેદ્ય અજર, અમર ઈત્યાદિક લક્ષણે યુક્ત છે.

**★ જીવના ત્રણ શરીર :-**

(૧) સ્થૂળ શરીર (૨) સૂક્ષ્મ શરીર (૩) કારણ શરીર

**(૧) સ્થૂળ શરીર :-** પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પંચતત્ત્વ (પંચભૂત)નું બનેલું છે.

**(૨) સૂક્ષ્મ શરીર :-** દશ ઈન્દ્રિયો, પંચપ્રાણ અને ચાર અંતઃકરણ એ ઓગણીસ તત્ત્વોનું બનેલુ છે.

**(૩) કારણ શરીર :-** કારણ શરીરમાં કોઈ તત્ત્વો નથી તે રાગાત્મક છે.

**★ જીવની ત્રણ અવસ્થા અને તેનું કાર્ય :-**

(૧) જાગ્રત અવસ્થા (૨) સ્વપ્ન અવસ્થા (૩) સુષુપ્તિ અવસ્થા

**(૧) જાગ્રત અવસ્થા :-** ચોવીસ તત્ત્વોનું કાર્યયથાર્થ ચાલતુ હોય તેને જાગ્રત અવસ્થા જાણવી. જાગ્રત અવસ્થામાં દ્રશ્યને અનુસારે મન સંકલ્પ કરે છે.

**(૨) સ્વપ્ન અવસ્થા :-** ફક્ત ચાર અંતઃકરણનુ કાર્ય ચાલતુ હોય તેને સ્વપ્ન અવસ્થા જાણવી. સ્વપ્ન અવસ્થામાં મનને અનુસારે દ્રશ્ય સર્જાય છે.

**(૩) સુષુપ્તિ અવસ્થા :-** બધા જ સૂઈ ગયા હોય ફક્ત બુધ્ધિનો ચોથો ભાગ જ કામ કરતો હોય તેને સુષુપ્તિ અવસ્થા જાણવી.

**★ જીવનુ અન્વયપણુ અને વ્યતિરેકપણુ :-**

**(૧) અન્વયપણુ :-** સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહને વિશે એકાત્મપણે જે વર્તવુ તથા જન્મ-મરણનુ ભોક્તા એવુ જે સ્વરૂપ તે જીવનુ અન્વયપણુ છે.

**(૨) વ્યતિરેકપણુ :-** એ ત્રણ દેહથી પૃથકપણે સત્તામાત્ર જે કહેવો એ તથા અછેદ્ય, અભેદ્ય, અવિનાશી એવુ જે જીવનુ સ્વરૂપ તે વ્યતિરેક જાણવુ.

**★ જીવનું સ્વરૂપ સ્વયં જ્ઞાન છે તો તેને અજ્ઞાન કેમ વ્યાપે છે ?**

**તેને જોવા માટે નીચે નકશો આપેલો છે તે જુઓ અને આ વાંચો...**

તો પ્રથમ કર્મફળપ્રદાતા પરબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન વિના આ જીવ પોતાની મેળે કાંઈ પણ કરવા સમર્થ નથી તે મહારાજે ઓરડાના પદમાં કહ્યું કે, **''મારી મરજી વિના રે કોઈથી તરણુ નવ તોડાય''** મહારાજે (પ્રથમના-૬૫)માં વચનામૃતમાં કહ્યું છે તે પ્રમાણે ભગવાનની જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ અને ઈચ્છાશક્તિ છે તે જ્યારે જીવને પ્રદાન કરે છે ત્યારે તે જીવ ક્રિયા કરવા સમર્થ થાય છે જેમ સૂર્યનો જે પ્રકાશ ચંદ્ર ઉપર આવે છે ત્યારે તે ચંદ્ર પ્રકાશે છે તેમ ભગવાનનો પ્રકાશ જે જ્ઞાન તે જીવમાં આવે છે ત્યારે જીવમાં રહેલો પ્રકાશ જે જ્ઞાન તે ઉદય થાય છે પછી એ જીવ પોતાનો પ્રકાશ જે જ્ઞાન ફેલાવે છે તે પ્રથમ પ્રકાશ જે જ્ઞાન તે કારણ શરીરમાં આવે છે ત્યારે તે કારણ શરીરમાં અનેક જન્મોની વાસનાઓ હાર્ડ ડિસ્કની જેમ ભરેલી હોય છે તેને અનુસારે જીવનું જ્ઞાન થઈ જાય છે જેમ સૂર્યના પ્રકાશ સામે જેવા કલરનો કાગળ રાખો તેવા કલરનો પ્રકાશ થઈ જાય છે તેમ જીવનું જ્ઞાન જેવી જેવી વાસનાઓ હોય તેવું જ્ઞાન થઈ જાય છે પછી તે જ્ઞાનને અનુસારે તે સૂક્ષ્મ દેહમાં ઘાટ સંકલ્પ થાય છે અને પછી સ્થૂળ દેહમાં તેને અનુસારે ક્રિયાઓ થાય છે માટે જીવનુ સ્વરૂપ સ્વયં જ્ઞાન છે માટે તેમા કોઈ વિકારો છે જ નહિ પરંતુ તેના જ્ઞાનમાં કારણ શરીરને લઈને વિકારો થાય છે તે મહારાજે (મધ્યના-૧૨)માં વચનામૃતમાં કહ્યું છે કે, જીવને વિશે એકેય કુલક્ષણ છે નહિ એ તો એ જીવે અજ્ઞાને કરીને પોતાને વિશે માની લીધા છે જે હું કામી છુ ક્રોધી છુ લોભી છુ ઈત્યાદિ કુલક્ષણ.

**★ ભગવાન, આત્મા, ત્રણ શરીર, ત્રણ ગુણ, ત્રણ અવસ્થા સમજાવતો નકશો જુઓ, વાંચો અને વિચારો**

★ કારણ શરીર શું છે ? શું કરે તો કારણ શરીર ટળે ?

જે કારણ શરીર છે એને વિષે સોળ સૂક્ષ્મ એજે બે-બે તે બીજવૃક્ષ ન્યાયે કરીને રહ્યા છે માટે એને કારણ શરીર કહે છે. કારણ શરીર છે તે અવિદ્યાત્મક છે ને અનાદિ છે. તે સંક્ષિપ્ત કર્મે યુક્ત છે. અને જેમ બીજ અને ફોતરાને નિતિ સંબંધ છે અને ભૂમિ અને ગંધને જેમ નિતિ સંબંધ છે તેમ જીવને અને કારણ શરીરને નિત્ય સંબંધ છે તેમજ કારીયાણીના ૧૨માં વચનામૃતમાં કહ્યું છે કે "કારણ શરીર છે એ જીવની માયા છે તે જ કારણ શરીર તે સ્થૂળ-સૂક્ષ્મરૂપે થાય છે. માટે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ જીવની માયા છે તે કારણ શરીરરૂપ જે માયા તે વજસાર જેવી છે તે કોઈ રીતે જીવથી જુદી પડતી નથી માટે જ્યારે જીવને સંતનો સમાગમ મળે ને તે સંતને વચને કરીને પરમેશ્વરનુ સ્વરૂપ ઓળખવામાં આવે ને તે પરમેશ્વરના સ્વરૂપનુ ધ્યાન કરે ને તે પરમેશ્વરના વચનને હૃદયમાં ધારે તેણે કરીને એ કારણ શરીર છે તે બળીને ખોખા જેવું થઈ જાય છે જેમ આંબલીનુ બીજ હોય ને તે બીજની છાલ બીજ સાથે અતિ દૃઢ ચોટી હોય પછી તેને જ્યારે અગ્નિમાં શેકે ત્યારે તે છાલ દાઝીને ખોખા જેવી થઈ જાય ને પછી હાથમાં લઈને ચોળે તો જુદી થઈ જાય તેમ ભગવાનનુ ધ્યાન ને ભગવાનનુ વચન તેણે કરીને કારણ શરીર શેકાઈને આંબલીના ફોતરાની પેઠે જુદુ થઈ જાય છે અને તે વિના બીજા કોટિ ઉપાય કરે તોય પણ કારણ શરીરરૂપ જે અજ્ઞાન તેનો નાશ થતો નથી.

તેમજ અ.મૂ. સદ્. શ્રી ગોપાળાનંદ સ્વામીએ કહ્યું છે કે લિંગદેહ (કારણ શરીર) કેવુ છે ? તો પંચવિષયનો રાગ જેમાંથી ઉઠે છે તેને લિંગદેહ કહીએ તે લિંગદેહ તો ટળવુ બહુ કઠણ છે તે લિંગદેહ ક્યારે ગળે ? તો ચાર પ્રકારના પ્રલયે કરીને સર્વનો નિષેધ કરીને અક્ષરને પોતાનુ સ્વરૂપ માનવુ અને તે અક્ષરરૂપ એવો જે પોતાનો જીવાત્મા તેને વિષે પુરૂષોત્તમ જે શ્રીજી મહારાજ તેની મૂર્તિનું નિરંતર ધ્યાન કરે ત્યારે વાસનાલિંગ દેહનો ભંગ થાય ને તે વિના બીજા કોટિ ઉપાય કરે તો પણ લિંગદેહનો ભંગ ન થાય.

★ ધ્યાન

★ ધ્યાન એટલે શું ?

તો ધ્યેય વસ્તુને સતત સંભારવી સ્ફુર્તિપૂર્વક ધ્યેય વસ્તુના સતત સંકલ્પો કરવા અને અન્ય વિષયના સંકલ્પનો વિરામ એટલે ધ્યાન.

**★ ધ્યાન શું છે ?**

તો ધ્યાન એ ક્રિયા છે પણ ક્રિયાની નિવૃત્તિ નથી. ધ્યાનમાં મનને વિરામ આપવાનો નથી, ધ્યાન છે તે સંકલ્પની ધારા સ્વરૂપ છે. ધ્યેય વસ્તુના સંકલ્પ બંધ ન થઈ જાય તેનુ સતત અનુસંધાન રાખવુ સંકલ્પનો વિરામ એટલે નિંદ્રા.

**★ ધ્યાન કોનું કરવું ?**

તો આપણા વેદ જે ઉપનિષદ કહે છે કે **''કારણં તુ ધ્યેય''** જે જડ-ચેતન સમસ્ત તત્ત્વોનુ જે મૂળ કારણ છે તેનુ ધ્યાન કરવું.

**★ સમસ્ત તત્ત્વોનુ મૂળ કારણ કોણ છે ?**

તો ભાગવતના પ્રથમ શ્લોકમાં વ્યાસ ભગવાને કહ્યુ છે કે **''જન્મા ધસ્ય યતઃ''** જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય જે પરબ્રહ્મ પરમાત્મા થકી થાય છે તે ભગવાનનુ હુ ધ્યાન કરૂ છુ તેમજ વ્યાસ ભગવાને સમસ્ત વેદાદિક શબ્દ માત્રનુ મંથન કરીને કહ્યું છે કે

**આલોડય સર્વશાસ્ત્રાણિ વિચાર્ય ચ પુનઃ પુનઃ ।**
**ઈદમેકમ્ સુનિષ્પન્નં ધ્યેયો નારાયણો સદા ॥**

એવા જે નારાયણ તે ઉપાસ્ય અને ધ્યેય તત્ત્વ છે અને સર્વનુ કારણ તત્ત્વપણ તે નારાયણ જ છે માટે સર્વના કારણ સર્વવ્યાપક, સર્વનિયંતા, સર્વકર્મફળપ્રદાતા સર્વોપરી, અક્ષરાતીત, સદાસાકાર પરબ્રહ્મ પુરૂષોત્તમ ભગવાન શ્રી સ્વામિનારાયણનુ જ ધ્યાન કરવુ તે (લોયાના-૧૧)માં વચનામૃતમાં કહ્યુ છે કે જેવી ભગવાનની મૂર્તિ પોતાને મળી હોય તેનુ જ ધ્યાન કરવુ અને પૂર્વે ભગવાનના અવતાર થઈ ગયા તે મૂર્તિનુ પણ ધ્યાન ન કરવુ અને કરે તો (અંત્યના-૧૬)માં વચનામૃત પ્રમાણે પતિવ્રતાપણુ નાશ પામે છે અને વેશ્યાના જેવી ભક્તિ થાય છે માટે આત્યંતિક કલ્યાણને ઈચ્છતા હોય તેમણે ભગવાન શ્રી સ્વામિનારાયણની દ્વિભુજ મૂર્તિ સિવાય કોઈનુ ધ્યાન-ભજન કરવુ નહિ પરંતુ ભગવાનના સંબંધ પામેલાઓનુ ભગવાનની સાથે (સપાર્ષદ ધ્યાન) થાય તે સિવાય અક્ષર-પર્યંત કોઈનુ સ્વતંત્ર ધ્યાન કરાય નહિ.

**★ ધ્યાન કરવાથી શું ફળ થાય ?**

તો ધ્યાન કરવાથી અતિ ચંચળ મન વશ થાય છે તથા વજ્રસાર જેવી જે વાસના અર્થાત્ કારણ શરીરનો નાશ થાય છે અને ભગવાન એની એવી ભક્તિએ કરીને વશ થઈ જાય છે અને એ જીવાત્મા ભગવાનના મહાસુખનો ભોક્તા બને છે અને ભગવાનના સુખનુ વર્ણન શેષજી પર્યંત કોઈ કરવા સમર્થ નથી કારણ કે મહારાજે પોતે (વડતાલ-૯)માં વચનામૃતમાં કહ્યું છે કે

એક ક્ષણમાત્ર ભગવાનના સ્વરૂપમાં સ્થિતિ થઈ હોય તે ધ્યાન-ભજન કરનારાને એમ જણાય જે ‘‘હજારો વર્ષ પર્યંત મે સમાધિને વિષે સુખ ભોગવ્યુ એવુ જણાય છે તથા સદ્. શ્રીયોગાનંદ સ્વામીએ કિર્તનમાં કહ્યું છે કે

**એ સુખની શી કહુ વાત કહી નથી જાતી (૨)**
**એ સુખ સંભારતા આજ ફાટે છે મારી છાતી**

એવુ અપરંપાર ભગવાનની મૂર્તિનુ સુખ ભગવાન એ ભક્તને આપે છે માટે (પ્રથમના-૧) વચનામૃતમાં મહારાજ કહે છે કે ભગવાનના સ્વરૂપમાં અખંડવૃત્તિ રાખવી તેથી કોઈ કઠણ સાધન નથી અને તેથી કોઈ મોટી પ્રાપ્તિ પણ નથી માટે ભગવાનની મૂર્તિ તો ચિંતામણિ તુલ્ય છે. તો મૂર્તિરૂપી ચિંતામણિને ઝાલી રાખવી તો સર્વે વાતની સિધ્ધિ થશે.

**★ ધ્યાનમાં વિઘ્ન કરનારા કોણ કોણ છે ?**

**તો અ.મૂ. સદ્. શ્રીગોપાળાનંદ સ્વામીએ ધ્યાનમાં ચાર વિઘ્ન બતાવ્યા છે**

(૧) લય-નિદ્રા (૨) વિક્ષેપ-ઘાટ, સંકલ્પ (૩) રસાસ્વાદ (૪) કષાય-રાગદ્વેષ.

**તેમજ અ.મૂ. સદ્. શ્રી ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું છે કે**

(૧) સ્ત્રી, (૨) દ્રવ્ય, (૩) આ લોકની મોટાઈ (૪) ક્રિયા આ ચાર ધ્યાનમા વિઘ્નરૂપ છે.

**★ ધ્યાન કેવી રીતે કરવુ ?**

તો પ્રથમ જ્યારે સત્ત્વગુણ વર્તતો હોય ત્યારે ઉપદ્રવે રહિત એવા એકાંત સ્થળને વિષે સ્વસ્તિક આસને એટલે સાદી પલાઠીવાળી ટટ્ટાર (ઓળીંભે) બેસી બે હાથ ખોળામાં ઉપરા ઉપર રાખી નેત્રો મીંચી પ્રતિલોમ વૃત્તિએ આ દેહમાં રહેલો અતિ તેજોમય એવો જે પોતાનો આત્મા તેને માયા અને માયાના કાર્યથી જુદો માની અક્ષર સાથે એકતા કરવી અર્થાત્ હુ જ અક્ષરધામ છુ એવી ભાવના કરવી તો એ અક્ષરધામ કેવુ છે ? તો **(પ્ર.ના-૧૨)માં વચનામૃતમાં કહ્યુ છે** તથા ઓરડાના પદમાં કહ્યુ છે કે **‘‘શીતળ શાંત છે રે તેજની ઉપમા નવ દેખાય’’** તથા **(લોયાના-૧૨) વચનામૃતમાં કહ્યું છે કે** અષ્ટાવરણે યુક્ત એવા જે કોટિ કોટિ બ્રહ્માંડો અક્ષરને વિષે અણુની પેઠે જણાય છે એવુ જે પુરૂષોત્તમ નારાયણનુ ધામરૂપ જે અક્ષર તે રૂપે રહ્યો થકો પુરૂષોત્તમની ઉપાસના કરે માટે પોતાને જ અક્ષરધામ માની પછી પોતાને શ્રીજી મહારાજની જે મૂર્તિ અતિશય ગમતી હોય તેને વિષે એમ ભાવના કરવી જે એ મૂર્તિમાંથી જ કોટિ કોટિ સૂર્ય-ચંદ્રના જેવો શીતળ શાંત તેજનો સમૂહ નીકળી રહ્યો છે અને કોટિ કામદેવને લજ્જા પમાડે એવા એ ભગવાન રૂપાળા છે અને મહાસુખમય એ મૂર્તિ છે અને જેના સુખની

આગળ અનંત અક્ષરનુ સુખ તથા અનંત મુક્તોનુ સુખ તથા અનંત ધામોના સુખ તથા અનંતકોટિ બ્રહ્માંડોના જે વિષય સુખ તે ભેળા કરીએ તો પણ જેના એક રોમના કોટિમાં ભાગની બરોબર થાય નહિ એવા મહા તેજોમય સુખસ્વરૂપ શ્રીજી મહારાજને જાણીને મુમુક્ષુએ ચાર પ્રકારનુ ધ્યાન અતિશય મોટો લાભ માનીને નિત્ય પ્રત્યે આદર રાખીને અવશ્ય કરવું જોઈએ અને એક એક અંગ દેખાય તો નેત્રની વૃત્તિએ જોવાય છે એમ જાણવુ અને જ્યારે સમગ્ર મૂર્તિ દેખાય ત્યારે આત્માની વૃત્તિએ જોવાય છે એમ જાણવુ અને મૂર્તિમાં સંલગ્ન થવાય ત્યારે મૂર્તિ ન જાણવી, જીવ થતા એ જોવાય છે એમ જાણવું અને મૂર્તિના સુખમાં ઉતરે ત્યારે તેને સુખ વિના બીજુ કાંઈ જ દેખાય નહિ જેમ સૂર્યના રથમાં બેઠા તેને રાત્રિ છે જ નહિ તે માટે આત્મામાં ઉંડા ઉતરીને એ મહાસુખને ભોગવવુ.

**★ ચાર પ્રકારનું ધ્યાન :-**

**(૧) સાંગ :-** શ્રીહરિની મૂર્તિનું નખથી શિખા પર્યંત એક એક અંગનું ચિંતવન કરવુ અથવા તિલ ચિહ્ન સહિત મૂર્તિનું ધ્યાન કરવું અથવા નખ શિખા પર્યંત સળંગ મૂર્તિનું એક સાથે ધ્યાન કરવું તેને સાંગ ધ્યાન કહે છે.

**(૨) ઉપાંગ :-** શ્રીહરિના વસ્ત્ર અલંકારો આદિક ઉપાંગે સહિત ચિંતવવા તેને ઉપાંગ ધ્યાન કહેવાય છે.

**(૩) સલીલ :-** શ્રીહરિએ જીવોના કલ્યાણ માટે અવતાર ધરીને જે જે ક્રિયા (લીલા) કરી તેણે સહિત શ્રીહરિને ચિંતવવા તે સલીલ ધ્યાન છે.

**(૪) સપાર્ષદ :-** શ્રીહરિ પૃથ્વી ઉપર પધારે ત્યારે પોતાના દિવ્ય પાર્ષદોએ સહિત પધારે છે શ્રીહરિની સાથે અનેક સંતો, પાર્ષદો અને હરિભક્તો રહેલા છે આ બધા ભગવાનના મુખારવિંદ સામુ જોઈ રહ્યા છે અને શ્રીહરિ વચનામૃતનું પાન કરાવે છે આ રીતે શ્રીહરિનું ચિંતવન કરવુ તેને સપાર્ષદ ધ્યાન કહેવાય છે.

**★ શ્રીહરિના ચરણારવિંદના સોળ ચિહ્નનો મહિમા :-**

**(૧) જવ :-** જે જવનુ ધ્યાન કરે છે તેના સર્વે પાપ નાશ પામી જાય છે તેને આત્મા પરમાત્માના સ્વરૂપનુ જ્ઞાન ઉદય થાય છે તથા તેના યોગક્ષેમનુ પ્રભુ વહન કરે છે. જીવનમાં ભક્તિની શક્તિ મળે છે.

**(૨) વજ્ર :-** જે વજ્રનું ધ્યાન કરે છે તેના પાપરૂપી પર્વતને ભેદી નાખે છે મનરૂપી પક્ષીની પાંખને છેદે છે. મન પ્રભુની મૂર્તિમાં સ્થિર થાય છે. દધિચિ જેવી સમર્પણની ભાવના ભગવદ્ અર્થે જાગે છે અને કામ ક્રોધાદિ અંતઃશત્રુને ભેદે છે.

**(૩) જાંબુ :-** જે જાંબુનુ ધ્યાન કરે છે તેનુ મન માયિક વિષય રસમાં ક્યાંય બંધાય નહિ. ભગવાનની મૂર્તિરૂપી રસરૂપ પરમાત્મામાં જ આનંદ માણે છે પછી તે વિષયરૂપી ખાટી છાશ પીતો નથી. વળી જાંબુ પથરીના રોગને નાશ કરે છે તેમ દોષરૂપી પથરીઓને ગાળી નાખે છે.

**(૪) કેતુ (ધ્વજ) :-** જે ધ્વજનુ ધ્યાન કરે તે કામરૂપી શત્રુને જીતી માયિક સુખમાત્રની વાસના ટાળીને અક્ષરધામને પામે છે તેનો અંતઃશત્રુ થકી પરાજય થતો નથી અને હંમેશા તેનો વિજય ધ્વજ ફરકે છે.

**(૫) પદ્મ (કમળ) :-** જે કમળનુ ધ્યાન કરે છે તે તેના જેવા ગુણોને પામે છે જેમ કમળ જળમાં નિર્લેપ રહે છે તેમ ભક્ત સંસારમાં નિર્લેપપણે રહે છે વળી જીવન સુગંધી, કોમળ અને શીતળ બનાવે છે.

**(૬) અંકુશ :-** જે અંકુશનુ ધ્યાન કરે છે તે મનરૂપી મદોન્મત હાથીને વશ કરી પરમાત્માના ચરણમાં સ્થિર કરે છે.

**(૭) ઉર્ધ્વરેખા :-** જે ઉર્ધ્વરેખાનું ધ્યાન કરે તે ઉર્ધ્વગતિને પામી શ્રીહરિના અક્ષરધામમાં પહોંચે છે.

**(૮) અષ્ટકોણ :-** જે અષ્ટકોણનુ ધ્યાન કરે છે તે અષ્ટાંગયોગના ફળ પામે છે અને તે અષ્ટ આવરણ ભેદીને સુખરૂપ એવુ જે શ્રીહરિનુ અક્ષરધામ તેને પામે છે.

**(૯) સ્વસ્તિક :-** જે સ્વસ્તિકનુ ધ્યાન કરે છે તે નિષ્પાપ થઈ આત્યંતિક મોક્ષને પામે છે વળી તે શોભાયમાન અને મંગળકારી છે જેથી નિત્ય મંગળને કરે છે.

**(૧૦) કળશ :-** જે કળશનુ ધ્યાન કરે છે તે કળશ જેમ શિખર ઉપર ચડે તેમ અક્ષરધામને પામે છે અને દિવ્ય અમૃતરસનું પાન કરાવે છે.

**(૧૧) અર્ધચંદ્ર :-** જે અર્ધચંદ્રનું ધ્યાન કરે છે તેના અંતરમાં અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરી જ્ઞાનરૂપી પ્રકાશની પ્રાપ્તિ કરાવે છે. ચંદ્ર જેવી શીતળતા અને નિર્મળતા આવે છે. તાપ શમે છે. સદ્‌ગુણોનુ પોષણ થાય છે. ભગવત્ પ્રેમસાગર ઉભરાય છે. જ્ઞાનરૂપી કુસુમ વિકસિત થાય છે.

**(૧૨) વ્યોમ :-** જે વ્યોમનુ ધ્યાન કરે છે તે નિર્લેપ, નિર્દોષ અને નિર્વિકાર બને છે. વળી આકાશ જેવી વિશાળ દૃષ્ટિને પામે છે.

**(૧૩) ગોપદ :-** જે ગોપદનુ ધ્યાન કરે છે તે પરિશ્રમ વિના સંસાર સાગરને ગાયના પગલાની માફક તરી જાય છે.

**(૧૪) ધનુષ્ય :-** જે ધનુષ્યનુ ધ્યાન કરે છે તે કામાદિક શત્રુને જીતી જાય છે તેનો ક્યારેય પરાજય થતો નથી.

**(૧૫) ત્રિકોણ :-** જે ત્રિકોણનુ ધ્યાન કરે છે તે ત્રિવિધ તાપને ટાળી ત્રણ દેહથી જુદો થઈ બ્રહ્મરૂપ થઈ પરબ્રહ્મની અખંડ સેવામાં રહે છે ને ત્રિગુણી માયાથી મુક્ત થાય છે.

**(૧૬) મીન (માછલુ) :-** જે મીનનુ ધ્યાન કરે છે તેને પ્રભુમાં ગાઢ પ્રેમ થાય છે અને જળની જેમ પ્રભુ જ તેનું જીવન બની જાય છે.

(વચનામૃતના પરથારામાં તિલ-ચિહ્નછે તે શીખી ધ્યાન કરવુ)

**★ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનુ વિવેચન :-**

**(૧) ધર્મ :-**

**★ ધર્મ એટલે શુ ?**

તો શ્રુતિ-સ્મૃતિ તેમણે પ્રતિપાદન કર્યો એવો જે સદાચાર તે ધર્મ જાણવો.

**★ ધર્મ ઉપજે કેમ ?**

તો કર્મકાંડ રૂપ અને વિધિ નિષેધ રૂપ શ્રૃતિ-સ્મૃતિનુ શ્રવણ કરવાથી ધર્મ ઉપજે છે.

**★ ધર્મનું સ્વરૂપ શુ ?**

તો નિયમ એ ધર્મનુ સ્વરૂપ છે.

**★ ધર્મનું ફળ શું ?**

તો જ્ઞાન વૈરાગ્યાદિકને ધારી રહે, દેહે કરીને સુખીયો રહે અને સંસારમાં કીર્તિ થાય એ ધર્મનું ફળ છે.

**★ ધર્મની અવધિ ક્યાં સુધી ?**

તો ઉર્ધ્વરેતા બ્રહ્મચારી થવાય એ ધર્મની અવધિ છે.

**★ ધર્મના આદર્શ ઉદાહરણો કોણ હતા ?**

તો ધર્મરાજા યુધિષ્ઠિર, ભાયાત્માનંદ સ્વામી, મયારામ ભટ્ટ

**★ ધર્મની અન્ય વિશેષતાઓ કંઈ છે ?**

તો ધર્મ એ વાડનું કામ કરે છે. ધર્મ એ સંઘીની ઔષધી છે. સાચવી રાખે, બગડવા ન દે, ધર્મમા શ્રધ્ધા અને વિશ્વાસનું પ્રાધાન્ય છે. પરોપકારમાં રૂચિ હોવાથી પરોપકારના માધ્યમથી ભગવાનની આરાધના કરે છે. કારણ કે તેને ધર્મનિષ્ઠા પ્રધાન છે.

**★ ધર્મના અગિયાર તત્ત્વ :-**

(૧) આખા જગતમાં બધા પ્રાણીઓમાં એકજ પરમાત્મા છે. અથવા બધા એકજ ભગવાનના સ્વરૂપ છે. શરીર છે એવુ સમજીને બધાનું સન્માન કરો. બધાનું હિત ઈચ્છો અહિંસા એજ પરમ ધર્મ છે.

(૨) કોઈની વસ્તુ પર ક્યારેય મન ન બગાડશો, કોઈની વસ્તુ ચોરશો નહિ, કોઈને ક્યારેય દગો દેશો નહિ, અસ્તેય એ જ પરમ ધર્મ છે.

(૩) તમારી પાસે જે કંઈ છે તે ભગવાનનું જ છે એવુ સમજીને તેને યથા યોગ્ય ભગવાનની સેવામાં જ ઉપયોગ કરતા રહો.

(૪) મન અને વાણીથી હંમેશા સત્યનો જ વ્યવહાર કરો, સત્ય ભાષણ કરો અને સૌનુ હિત થાય એવુ જ બોલો.

(૫) ઈન્દ્રિયોને નકામા ભોગ તરફ જવા ન દો એને ભગવાનની સેવામાં જોડો.

(૬) કોઈપણ પ્રાણીનું ક્યારેય ખરાબ ઈચ્છો નહિ, ખરાબ કરો નહિ.

(૭) મન દ્વારા સારૂ ચિંતવન કરો, ભગવાનનું ચિંતવન કરો.

(૮) જરૂરિયાત ઉપરાંત સંગ્રહ ન કરો.

(૯) તમારૂ ખરાબ કરનારાનું પણ ભલું ઈચ્છો.

(૧૦) મન અને વાણી પવિત્ર રાખો.

(૧૧) ભગવાનનું સદા સ્મરણ કરો, તમારી જાતને વિના શરત ભગવાનને અર્પણ કરી દો જે સેવક તમારી પાસે તેમની ઈચ્છાઓ પૂરી કરવા માંગે છે તે સેવક નથી પણ લેવડદેવડ કરનારો વાણિયો છે.

**(૨) જ્ઞાન :-**

**★ જ્ઞાન એટલે શુ ?**

તો જીવ, માયા અને ઈશ્વર તેમના સ્વરૂપને જે રૂડી રીતે જાણવું તેને જ્ઞાન કહેવાય.

**★ જ્ઞાન ઉપજે કેમ ?**

તો સત્પુરૂષ અને સત્શાસ્ત્રના સંગથી જ્ઞાન ઉપજે છે.

**★ જ્ઞાનનુ સ્વરૂપ શુ ?**

તો વિભાગીકરણ છે. સામા પદાર્થને યથાર્થ જણાવી દેવુ તે જ્ઞાનનુ સ્વરૂપ છે.

**★ જ્ઞાનનું ફળ શુ ?**

તો ભગવાનમાં માહાત્મ્યે સહિત પ્રીતિ થાય, અક્ષરપર્યંત કોઈના પેચમાં ન આવે, બ્રહ્મસ્વરૂપે વર્તાય એ જ્ઞાનનુ ફળ છે.

**★ જ્ઞાનનો અવધિ ક્યાં સુધી ?**

કોઈ ઐશ્વર્યમાં કે કોઈ મુક્તમાં બંધાય નહિ, ભગવાન સિવાય ક્યાયં ભૂલો પડે નહિ, અક્ષરપર્યંત કોઈની મોટપ મનમાં પેસે નહિ.

**★ જ્ઞાનના આદર્શ ઉદાહરણો કોણ હતા ?**

ગોપાળાનંદ સ્વામી, જનકરાજા, શુકદેવજી.

**★ જ્ઞાનની અન્ય વિશેષતાઓ કઈ છે ?**

તો જ્ઞાન એ વ્રણહારિણી ઔષધિ છે. ભગવાનમાં જોડાવાની ઉત્કંઠા વધારે છે, જ્ઞાનમાં વિચાર અને વિવેકનુ પ્રાધાન્ય છે, જ્ઞાની તપના માધ્યમથી એટલે કે વિહિત ભોગનો સંકોચ કરીને પરમાત્માની આરાધના કરે છે. કારણકે તેને આત્મનિષ્ઠા પ્રધાન છે.

**★ ષટ્ શાસ્ત્ર સંબંધી જ્ઞાન :-**

**(૧) સાંખ્ય શાસ્ત્ર :-** દેહાદિક જડ અને ચેતન આત્મા બે જુદા છે. એમ સમજવું તે સાંખ્યજ્ઞાન છે.

**(૨) યોગ શાસ્ત્ર :-** પછી આત્મામાં અંતર્યામી ભગવાન રહ્યા છે. તેની ઉપાસના કરવી તે યોગજ્ઞાન છે.

**(૩) વેદાંત શાસ્ત્ર :-** પછી આત્મામાં હું બ્રહ્મ છું અને અંતર્યામી તે પરબ્રહ્મ છે. એમ સમજવું તે વેદાંતશાસ્ત્ર જ્ઞાન છે.

**(૪) પંચરાત્ર શાસ્ત્ર :-** પછી હું પરબ્રહ્મ સાકાર પરમાત્માની ભક્તિ કરૂ એવુ દાસપણાનુ જ્ઞાન તે ભક્તિશાસ્ત્ર છે.

**(૫) પ્રત્યક્ષ ગુરૂ શાસ્ત્ર :-** પછી તે પરબ્રહ્મ પોતે જ આ પ્રત્યક્ષ ભગવાન અહીં છે. તેને એક મૂર્તિ સમજીને સેવવા તે પ્રત્યક્ષ ગુરૂ શાસ્ત્રજ્ઞાન છે.

આવી રીતે છ શાસ્ત્રે કરીને સમજે તેને પૂર્ણજ્ઞાની જાણવો. તમામ સંપ્રદાયોના શરણાગતોને આ છ જ્ઞાનની જરૂર પડે છે તે ધ્વારા ઉધ્ધાર થાય છે.

**(૩) વૈરાગ્ય :-**

**★ વૈરાગ્ય એટલે શુ ?**

તો ભગવાન વિના અન્ય પદાર્થમાં પ્રીતિ નહિ તે વૈરાગ્ય જાણવો.

**★ વૈરાગ્ય ઉપજે કેમ ?**

તો કાળના સ્વરૂપનુ યથાર્થ જ્ઞાન, પ્રલયનો વિચાર, ચટકી લાગવી, દુઃખાનુભવ થવો, પદાર્થ માત્રમાં દોષ દ્દષ્ટિ કરવી એ વૈરાગ્યનો હેતુ છે.

**★ વૈરાગ્યનું સ્વરૂપ શુ ?**

તો વિષય માત્રનો ત્યાગ કરવાની જે ઈચ્છા તથા ઉદાસીનતા તે વૈરાગ્યનુ સ્વરૂપ છે.

**★ વૈરાગ્યનું ફળ શુ ?**

તો વિષય મળે તો પણ ભોગવવાને વિષે રાંકપણું થાય નહિ, લોભાય નહિ, મોળો પડે નહિ.

**★ વૈરાગ્યની અવધિ ક્યાં સુધી ?**

તો પ્રકૃતિ પુરૂષના કાર્યમાં ક્યાંય મન ન રહે, ભગવાનના ચરણાર્વિંદ વિના બીજે અણુમાત્ર પ્રીતિ ન રહે એ વૈરાગ્યનો અવધિ છે.

**★ વૈરાગ્યના આદર્શ ઉદાહરણો કોણ હતા ?**

તો નિષ્કુળાનદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી, અદ્‌ભુતાનંદ સ્વામી, જડભરત.

**★ વૈરાગ્યની અન્ય વિશેષતાઓ કંઈ છે ?**

તો વૈરાગ્ય તો વિશલ્યકરણી ઔષધિ છે. જગત તરફ જતા રોકે છે. વૈરાગ્યમાં ઉદાસીનતા અને જગત તુચ્છતાનું પ્રાધાન્ય છે. વૈરાગી ત્યાગના માધ્યમથી ભગવાનની આરાધના કરે છે કારણ કે તેને વૈરાગ્ય નિષ્ઠા પ્રધાન છે.

**(૪) ભક્તિ :-**

**★ ભક્તિ એટલે શુ ?**

તો ભગવાનને વિષે માહાત્મ્યજ્ઞાને સહિત જે ઘણો સ્નેહ તે ભક્તિ જાણવી. અને ભગવાનને અર્થે જે જે કરવું તેને પણ ભક્તિ કહેવાય છે.

**★ ભક્તિ ઉપજે કેમ ?**

તો ખંડ ખંડ પ્રત્યે રહી જે ભગવાનની વિભૂતિઓ તેને જાણે તથા ભગવાનના ગૌલોક, વૈકુંઠ, બ્રહ્મપુર, શ્વેતદ્વિપાદિક ધામ છે તેને જાણે તથા જગતની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલયરૂપ જે ભગવાનની લીલા તેને માહાત્મ્ય સહિત સાંભળે તથા ભગવાનના ચરિત્રોની જે કથાઓ તેને હેતે સહિત સાંભળે અને વિચારે તો ભક્તિ ઉપજે.

**★ ભક્તિનું સ્વરૂપ શુ ?**

તો ભગવાનમાં રાગ તે ભક્તિનુ સ્વરૂપ છે અથવા ભગવાન પ્રત્યે સમર્પણ એ ભક્તિનુ મૂર્તિમાન સ્વરૂપ છે.

**★ ભક્તનું ફળ શુ ?**

તો ભગવાન સ્વયં વશ થઈ આધિન થઈ જાય એ ભક્તિનું ફળ છે.

**★ ભક્તિની અવધિ ક્યાં સુધી ?**

ભક્તિની કોઈ અવધિ નથી જો ગણવી હોય તો ગોપીઓ, જીવુબા, લાડુબાના જેવી ભક્તિ એમ કહી શકાય.

**★ ભક્તિના આદર્શ ઉદાહરણો કોણ હતા ?**

ગોપીઓ, જીવુબા, લાડુબા, પ્રેમાનંદ સ્વામી, સચ્ચિદાનંદ સ્વામી.

**★ ભક્તિની અન્ય વિશેષતાઓ કઈ છે ?**

ભક્તિ એ સંજીવની ઔષધિ છે. ભક્તિ આનંદની છોળો ઉછાળે છે. ભગવાનમાં તરબોળ કરી દે છે. ભક્તિમાં ભાવ અને મહિમાનુ પ્રાધાન્ય છે. ભક્તિવાળો રાગના માધ્યમથી ભગવાનની આરાધના કરે છે. જ્યારે રાગનો સાક્ષાત્ વિષય ભગવાન બને પછી જે ચેષ્ટા થાય તેને ભક્તિ કહેવાય છે. કારણ કે તેને ભક્તિ નિષ્ઠા પ્રધાન છે.

**★ નવ પ્રકારની ભક્તિ :-**

**(૧) શ્રવણ ભક્તિ :-** કાન વડે ભગવાનની કથા, વાર્તા, કીર્તન, ગુણ, ઐશ્વર્ય અને લીલા ચરિત્રો સાંભળવા તથા સંતો-ભક્તોના ચરિત્રો સાંભળવા તેને શ્રવણ ભક્તિ કહેવાય છે.

**(૨) કીર્તન ભક્તિ :-** કથા વાંચવી, કીર્તન બોલવા, સ્તુતિ-પ્રાર્થના કરવી તે કીર્તન ભક્તિ કહેવાય છે.

**(૩) સ્મરણ ભક્તિ :-** હૃદયમાં ભગવાનને ધારીને માળા ફેરવવી, મનમાં ભગવાનના નામનો જપ કરવો, ધ્યાન કરવું વગેરે મન દ્વારા જે જે કરવું તેને સ્મરણ ભક્તિ કહેવાય છે.

**(૪) પાદસેવન ભક્તિ :-** પ્રગટ ભગવાન બીરાજતા હોય ત્યારે ચરણ ચાંપવા તેને પાદસેવન ભક્તિ કહેવાય અને પ્રગટ ભગવાન ન હોય ત્યારે માનસીપૂજામાં ભગવાનના પગ દબાવી સેવા કરવી તેને પાદસેવન ભક્તિ કહેવાય છે.

**(૫) અર્ચન ભક્તિ :-** ભગવાનને લલાટમાં ચંદન ચર્ચવુ. ગરમીની ઋતુમાં ભગવાનને શરીરે ચંદન ચોપડવુ , પુષ્પના હાર પહેરાવવા, વસ્ત્ર અલંકારો પહેરાવવા, આરતી ઉતારવી ઈત્યાદિક અર્ચન ભક્તિ કહેવાય છે.

**(૬) વંદન ભક્તિ :-** ભગવાનને નમસ્કાર કરવા અને દંડવત્ કરવા તેને વંદન ભક્તિ કહેવાય છે.

**(૭) દાસત્વ ભક્તિ :-** નોકરની પેઠે ભગવાનને આધિન રહીને આજ્ઞામાં વર્તવુ, ભગવાનના મંદિર કરવા, ભગવાનને અર્થે થાળ કરવો, ભગવાનને જમાડવા, જળપાન કરાવવુ અને પોઢાડવા તેને દાસત્વ ભક્તિ કહેવાય છે.

**(૮) સખા ભક્તિ :-** ભગવાન સાથે મિત્રતા રાખવી હાસ્ય વિનોદના ભાવથી ગમે તેવા કઠણ વચન કહે એકબીજાને ખોટુ લાગે નહિ, પ્રગટ ભગવાન ન હોય ત્યારે માનસીપૂજામાં મહારાજ સાથે રમવુ, ફરવા જવુ અને સાથે બેસી જમવુ તેને સખા ભક્તિ કહેવાય છે.

**(૯) આત્મનિવેદન ભક્તિ :-** ભગવાનને પોતાનો દેહ, ધન, ધામ, કુટુંબ, પરિવાર સર્વસ્વ અર્પણ કરી દેવુ. ભગવાનની સેવા પોતાના દેહથી જ કરે, થાળ કરવો, જળ લાવવુ, વાસણ માંજવા, મંદિર વાળવુ એ આદિક ક્રિયા પોતે કરે પણ બીજા પાસે ન કરાવે અને ભગવાનને નૈવેદ્ય કર્યા વિના અન્ન ન ખાય, જળ ન પીવે તેને આત્મનિવેદન ભક્તિ કહેવાય છે.

**★ હવે આપણે દશ પ્રકારની ભક્તિના ભેદ જોઈએ :-**

નવ પ્રકારની ભક્તિ છે તેમા એક એક ભક્તિમાં તામસી રાજસી, સાત્ત્વિક એમ ત્રણ પ્રકાર છે. વળી તે પ્રત્યેક ભક્તિમાં કનિષ્ઠ, મધ્યમ ને ઉત્તમ એવા ત્રણ ત્રણ ભેદ છે. આ પ્રમાણે તે શ્રવણાદિક નવે પ્રકારની ભક્તિમાં એક એકના નવ નવ ભેદ થયા આમ એકાશી (૮૧) પ્રકારની સગુણ ભક્તિ છે તેથી અલગ બ્યાસીમી (૮૨) અથવા દશમી નિર્ગુણ ભક્તિ છે તે અતિશય સારરૂપ છે જેને પરાભક્તિ તથા પ્રેમલક્ષણા ભક્તિ પણ કહે છે.

(૧) જે અજ્ઞાની પુરૂષ પોતાના બહારના શત્રુનો નાશ કરવા માટે ભક્તિ કરે છે તેવા પુરૂષની ભક્તિને તામસ પ્રકારમાં પણ કનિષ્ઠ ભક્તિ જાણવી.

(૨) જેમ કુટીલ અને ઠગનારી સ્વૈરણી સ્ત્રીનુ મન પર પુરૂષમાં હોવાથી કપટ બુધ્ધિથી પોતાના પતિની સેવા કરે છે તેમ જે કપટ બુધ્ધિથી ભક્તિ કરે છે તેવા પુરૂષની ભક્તિને તામસ પ્રકારમાં મધ્યમ ભક્તિ જાણવી.

(૩) બીજા લોકો ભગવાનની વિશેષ ભક્તિ કરતા હોય તેને જોઈને જે સહન ન કરી શકે અને તેથી જ મત્સર દોષથી યુક્ત થકો જે ભક્તિ કરે છે તેની ભક્તિને તામસ પ્રકારમાં ઉત્તમ ભક્તિ જાણવી.

(૪) જે મનુષ્ય શ્રદ્ધાએ સહિત ભક્તિ કરતો હોય પણ અંતરમાં અન્ન, ધનની ઈચ્છા હોય તો તેની આ લુખ્ખી સકામ ભક્તિને રાજસ પ્રકારમાં કનિષ્ઠ જાણવી.

(૫) જે મનુષ્ય સમગ્ર જગતમાં હંમેશા પોતાની કીર્તિની ઈચ્છા રાખતો થકો અતિ ભાવથી શ્રીહરિને પૂજે છે તો પણ તેની તે ભક્તિ રાજસ પ્રકારમાં મધ્યમ જાણવી.

(૬) જે મનુષ્ય શ્રીહરિની ભક્તિ કરીને સાલોક્યાદિ ચાર પ્રકારની મુક્તિને ઈચ્છે છે તેની તે ભક્તિને રાજસ ભક્તિમાં ઉત્તમ ભક્તિ જાણવી.

(૭) જે પુરૂષ પોતે કરેલા પાપોનો નાશ કરવા માટે લોકલાજનો ત્યાગ કરીને અતિશય શ્રધ્ધાએ સહિત ભગવાનની ભક્તિ કરે છે તેની તે ભક્તિને સાત્ત્વિક ભક્તિમાં કનિષ્ઠ ભક્તિ જાણવી.

(૮) જે બુધ્ધિવાન પુરૂષ અતિ શ્રધ્ધાપૂર્વક પોતાનુ સર્વસ્વ શ્રીહરિને અર્પણ કરીને પોતાની બુધ્ધિ પ્રમાણે પરમ પ્રેમપૂર્વક શ્રીહરિની સેવા ભક્તિ કરે છે તેની તે સર્વ સુખ આપનારી ભક્તિને સાત્ત્વિક પ્રકારમાં મધ્યમ ભક્તિ જાણવી.

(૯) જે મનુષ્ય શ્રીહરિનો અનન્ય દાસ થઈને પછી જે રીતે શ્રીહરિને સુખ થાય તેવી જ રીતે નિષ્કામ ભાવે ભક્તિ કરતો હોય તો તેની તે ભક્તિને સાત્ત્વિક પ્રકારમાં ઉત્તમ ભક્તિ જાણવી.

(૧૦) જેમ ગંગા નદી અનેક પર્વતોને ભેદીને અતિ જોરદાર પ્રીતિપૂર્વક સમુદ્રને મળે છે. તેમ શ્રીહરિના સુખદાયી ગુણોનું શ્રવણરૂપ રસપાન કરીને અતિ બળવાન બનેલા જે ભક્તો છે. તે શ્રીહરિના માર્ગે ચાલવામાં જે વસ્તુ પદાર્થ આવીને રોકે છે તે પદાર્થનો તરત જ ત્યાગ કરી દે છે. તથા અતિશય માહાત્મ્ય સમજી દાસ થઈને પ્રેમે સહિત શ્રીહરિના સ્વરૂપમાં નિવાસ કરે છે. આવા પ્રેમી ભક્તો શ્રીહરિની મૂર્તિમાં જ દૃઢ પણે રહે છે માટે તેની તે ભક્તિને દશમી નિર્ગુણ ભક્તિ જાણવી અને આ ભક્તિ સર્વથી શ્રેષ્ઠ છે.

**★ દસમી જે નિર્ગુણ ભક્તિ, પ્રેમલક્ષણા ભક્તિ, પરા ભક્તિ, તેણે યુક્ત ભક્તના લક્ષણો :-**

(૧) જેમણે સંસારનું સુખ કાકવિષ્ટા તુલ્ય જાણ્યુ છે.
(૨) જેમણે દેહ ડગલારૂપ જાણ્યો છે.
(૩) જેમણે માતા-પિતાને દરજી અને દરજણરૂપ જાણ્યા છે.
(૪) જેમણે સગા-સંબંધીને ઘોર નાર જેવા જાણ્યા છે.
(૫) જેમણે ભગવાનના ભક્તોને નાત માની છે.
(૬) જેમણે ભગવાનની મૂર્તિને ઘર માન્યુ છે.
(૭) જેમણે ભગવાનના ભક્તમાં મોટપ માની છે.
(૮) જેમણે સત્સંગ કરવામાં લાભ માન્યો છે.
(૯) જેમણે ભગવાનને ભુલવામાં ખોટ માની છે.
(૧૦) જેમણે ભગવાનના ધામને દેશ માન્યો છે.
(૧૧) જેમણે સ્ત્રી-ધન અને સ્ત્રૈણ પુરુષોનો સંગ હળાહળ ઝેર માન્યુ છે.
(૧૨) જેમણે જગત વ્યવહારનો અધિકાર માથે ડુંગર પડ્યો હોય તેવો જાણ્યો છે.
(૧૩) જેમણે કામ, ક્રોધ, આદિ અંતઃશત્રુ સાથે વૈર બાંધ્યુ છે.
(૧૪) જેમણે જગતનુ ડહાપણ બ્રહ્મરાક્ષસના વળગાડ જેવુ જાણ્યુ છે.
(૧૫) જેમણે ભગવાનનુ કર્તાપણુ, અકર્તાપણુ, અન્યથાકર્તાપણુ તથા મનુષ્યભાવને દિવ્યભાવ યથાર્થ જાણ્યા છે.
(૧૬) જેમણે દેહનુ નાશવંતપણુ પાણીના પરપોટા જેવુ જાણ્યુ છે.
(૧૭) જેમણે જગતને સ્વપ્ન જેવુ, ઝાંઝવાના જળ જેવુ તુચ્છ અને નાશવંત જાણ્યુ છે.
(૧૮) જેમને પૃથુરાજાની પેઠે કથા સાંભળવામાં શ્રધ્ધા છે.
(૧૯) જેમને જડ ભરત અને શુકજીની પેઠે દેહનો અનાદર છે.
(૨૦) જેમણે હનુમાનજીની માફક ભગવાનને વિષે પતિવ્રતાપણુ કર્યુ છે.
(૨૧) જેમણે ઉધ્ધવજીની માફક ભગવાનને વિષે દાસપણુ કર્યુ છે.
(૨૨) જેમને જનકરાજા જેવુ જ્ઞાન છે.
(૨૩) જેમની પ્રહ્લાદની માફક સવળી બુધ્ધિ છે.

(૨૪) જેમણે અંબરીશ રાજાની પેઠે આત્મનિવેદીપણુ કર્યુ છે.
(૨૫) જેમને રંતિદેવ જેવી ધીરજ છે.
(૨૬) જેઓ એકલશૃંગીનુ બંધન જોઈને રસાસ્વાદનો ત્યાગ કરનારા છે.
(૨૭) જેઓ પુરંજનનુ આખ્યાન સાંભળીને સ્ત્રીની આસક્તિનો ત્યાગ કરનારા છે.
(૨૮) જેઓ સહસ્ત્રાર્જુન અને વશિષ્ઠનુ આખ્યાન સાંભળીને લોભનો ત્યાગ કરનારા છે.
(૨૯) જેઓ સૌભરીનુ આખ્યાન સાંભળીને મનનો વિશ્વાસ નહિ કરનારા છે.
(૩૦) જેઓ યાદવોનુ નિકંદન સાંભળીને હાંસી-મશ્કરીનો ત્યાગ કરનારા છે.
(૩૧) જેઓ ભગવાનના એકાંતિક ભક્તનો દ્રોહ કરવામાં મરણ માનનારા છે.
(૩૨) જેઓ ભગવાન અને ભગવાનના ભક્ત પોતાના ઉપર પ્રસન્ન થાય તેમ વર્તનારા છે.
(૩૩) જેઓ સુખ દુઃખનો હેતુ પોતાના મનને જાણીને રાગ-દ્વેષનો ત્યાગ કરનારા છે.
(૩૪) જેઓનુ ત્રિલોકના રાજ્ય માટે પણ ભગવાનના ચરણાર્વિંદમાંથી મન ચલાયમાન થતું નથી.
(૩૫) જેઓ ભગવાનની અખંડ સ્મૃતિ રાખે છે અને અર્ધ લવ નિમિષમાત્ર પણ જેની વૃત્તિ ચલાયમાન થતી નથી તે મુખ્ય ભક્ત છે.

**★ શ્રીજી મહારાજે કહેલો સ્વામિનારાયણ મહામંત્રનો મહિમા :-**

- **'સ્વામિનારાયણ''** મહામંત્ર ચિંતામણિ છે.
- હજારો ચિંતામણિ તે એક **'સ્વામિનારાયણ''** મહામંત્રમાં આવી જાય છે.
- જેટલા મંત્રો છે તે બધા જ **'સ્વામિનારાયણ''** મહામંત્રમાં લીન થઈ જાય છે.
- ૧૨ (બાર) કરોડ બ્રાહ્મણોને બ્રહ્માના કલ્પ પર્યંત પોતાના ઘર આંગણે બેસાડીને દરરોજ જમાડે ને જે પુન્ય થાય તેટલું પુન્ય એકવાર **'સ્વામિનારાયણ''** મહામંત્ર બોલવાથી થાય.
- આખી પૃથ્વીના વિષ્ણુની મૂર્તિઓનું પૂજન વેદોક્ત વિધિથી બ્રહ્માના કલ્પ પર્યંત કરવામાં આવે ને જેટલું પુન્ય થાય તેટલું પુન્ય એકવાર **'સ્વામિનારાયણ''** મહામંત્ર બોલવાથી થાય.
- આખી પૃથ્વીમાં જે કાઈ શિવલિંગો છે. તે બધાય શિવલિંગોની વેદોક્ત વિધિએ સહિત બ્રહ્માના કલ્પપર્યંત પૂજા કરવામાં આવે ને જેટલું પુન્ય થાય તેટલું પુન્ય એકવાર **'સ્વામિનારાયણ''** મહામંત્ર બોલવાથી થાય.

– કરોડ ગાયોનું દાનકરે કરોડ વર્ષ સુધી પ્રયાગક્ષેત્રમાં મકરસંક્રાંતિના દિવસે સ્નાન કર્યા કરે ૧૦,૦૦૦ (દસ હજાર) અશ્વમેઘ યજ્ઞ કરે સોનાના મેરૂના સમાન દાન કર્યા કરે અનંતકોટિ અવતારોના નામ લીધા કરે અનંતકોટિ મંત્રો જપ્યા કરે તે કરતા એક **'સ્વામિનારાયણ''** મહામંત્રનું ફળ અધિક છે.

– **'સ્વામિનારાયણ''** મહામંત્ર જેવો બીજો કોઈ મંત્ર આજ બળિયો નથી એ મંત્રે કાળા નાગનું ઝેર ન ચડે, એ મંત્રે વિષય વાસના ઉડી જાય, ભૂત-પ્રેત-પિશાચ ભાગી જાય, બ્રહ્મરૂપ થવાય ને કાળ, કર્મ અને માયાનું બંધન છુટી જાય એવો બહુ બળિયો એ મહામંત્ર છે માટે નામીએ સહિત (મૂર્તિ સંભારીને) નિરંતર ભજન કર્યા કરવું.

**★ શ્રી હરિજી મહારાજના વચનામૃતના વિચાર કરવા જેવા અમૃત વચનો :-**

(૧) ધર્મકુળને આશ્રિત એવો જે ભગવાનનો ભક્ત તે ભગવાનના ધામમાં જાય છે. (પ્રથમ-૧)

(૨) ભગવાનનો ભક્ત હોય તેને ભગવાનની મૂર્તિનુ ધ્યાન કરતા જે પદાર્થ આડુ આવીને આવરણ કરે તેને માયા કહીએ. (પ્રથમનું-૧)

(૩) પોતે પોતાના સુખને ભોગવતો નથી તે પોતે પોતાના રૂપને જોતો નથી એ જ સર્વે અજ્ઞાનીમાં અતિશય અજ્ઞાની અને એજ ઘેલામાં અતિશય ઘેલો અને એજ મૂર્ખમાં અતિશય મૂર્ખ અને એજ સર્વે નીચમાં અતિશય નીચ છે. (પ્રથમ-૨)

(૪) જે ત્યાગી હોય તેને તો કચરો અને કંચન એ બેય બરોબર હોય અને આ પદાર્થ સારૂ છે. અને આ પદાર્થ ભૂંડું છે. એવી તો સમજણ જ હોય નહિ અને એક જ ભગવાનને વિશે પ્રીતિ હોય તે જ સાચો ત્યાગી છે. (પ્રથમનું-૩૬)

(૫) જેને મનમાં ભગવાનના ઘાટ થતા હોય ને જગતના ઘાટ ન થતા હોય તે આપણા સત્સંગમાં મોટેરો છે. (પ્રથમનુ-૩૮)

(૬) જ્યાં સુધી દેહને પોતાનુ રૂપ માને છે ત્યાં સુધી એની સર્વે સમજણ વૃથાછે. (પ્રથમનું-૪૪)

(૭) જેને પરમેશ્વરમાં વૃત્તિ ન રહે તે પરમેશ્વરનો ભક્ત નહિ ને સંતનો સમાગમ કરતા ધીરેધીરે થશે. (પ્રથમનું-૪૯)

(૮) જે પોતાના કલ્યાણને અર્થે સાવધાનપણે વર્તે છે તે જ કુશાગ્ર બુધ્ધિવાળા છે અને તે વિના તો સર્વે મૂર્ખ છે. (પ્રથમનું-૫૦)

(૯) સાધુ હોય તેણે લેશમાત્ર અભિમાન રાખવુ નહિ અને એક કીડી જેવા જીવને દુઃખવવો નહિ એ જ નિર્માની સાધુનો ધર્મ છે. (પ્રથમનું-૬૨)

(૧૦) જે એકરસ તેજ છે. તેને આત્મા કહીએ તથા બ્રહ્મ કહીએ ને અક્ષરધામ કહીએ અને પ્રકાશને વિષે જે ભગવાનની મૂર્તિ છે તેને આત્માનુ તત્ત્વ કહીએ તથા પરબ્રહ્મ કહીએ તથા પુરૂષોત્તમ કહીએ. (મધ્ય-૧૩)

(૧૧) એક મૂર્તિરૂપી ચિંતામણિને ઝાલી રાખવી તો એને સર્વે વાતની સિધ્ધિ થશે. (મધ્ય-૨૨)

(૧૨) ભગવાનને રાજી કર્યાનો ઉપાય તો મન, કર્મ, વચને ભગવાનના ભક્તની સેવા કરવી એ જ છે અને કુરાજી કર્યાનો ઉપાય તો ભગવાનના ભક્તોનો દ્રોહ કરવો એ જ છે. (મધ્ય-૨૮)

(૧૩) માટે પંચમહાપાપ થકી પણ ભગવાન અને ભગવાનના ભક્તનો અવગુણ લેવો એ મોટુ પાપ છે.'' (મધ્ય-૪૬)

(૧૪) જે પદાર્થ ભગવાનના ભજનમાં આડું આવતુ હોય તેને તો ન તજી શકે ને બીજો ઉપરથી તો ઘણો જ ત્યાગ કરે પણ તેનો તે ત્યાગ વૃથા છે. (મધ્ય-૫૭)

(૧૫) ભગવાનના ભક્તને ભગવાન વિના બીજે ઠેકાણે જે હેત કરવું તે અતિ મોટુ પાપ છે. (અંત્ય-૧૭)

(૧૬) સત્યરૂપ એવો જે આત્મા ને સત્યરૂપ એવા જે પરમાત્મા તેનો જેને નિરંતર સંગ થયો તેને સત્સંગી કહીએ. (અંત્ય-૩૯)

**★ માયિક પંચવિષયના સુખમાંથી પાછા વળવા માટે શ્રીહરિના અમૃત વચનો વાંચો અને વિચારો...**

(૧) ભગવાનના એક રોમમાં જેટલુ સુખ છે તેટલુ સુખ જો અનંતકોટિ બ્રહ્માંડના વિષયસુખ ભેળા કરીએ તો પણ તેના કોટિમાં ભાગની બરોબર થાય નહિ. (સારંગપુર-૧)

(૨) પશુના સુખથી મનુષ્યનુ સુખઅધિક છે. તેથી રાજાનુ તેથી દેવતાનુ તેથી ઈન્દ્રનુ તેથી બૃહસ્પતિનુ તેથી બ્રહ્માનુ તેથી વૈકુંઠલોકનુ તેથી ગોલોકનુ સુખ અધિક છે અને તેથી ભગવાનના અક્ષરધામનુ સુખ અતિ અધિક છે. (પંચાળા-૧)

(૩) ભગવાન તો સચ્ચિદાનંદરૂપ છે ને તેજોમય મૂર્તિ છે અને જેના એક એક રોમને વિશે કોટિ કોટિ સૂર્યના જેવો પ્રકાશ છે. ને કોટિ કામદેવને પણ લજ્જા પમાડે એવા તે ભગવાન રૂપાળા છે અને અનંતકોટિ બ્રહ્માંડના પતિ છે. રાજાધિરાજ છે, સર્વના નિયંતા છે, સર્વના અંતર્યામી છે અને અતિશય સુખસ્વરૂપ છે અને જેના સુખની આગળ અનંત રૂપવાન સ્ત્રીઓને જોયાનુ જે સુખ તે તુચ્છ થઈ જાય છે. (લોયા-૧૮)

(૪) જ્યારે ભગવાનની મોટપ સામુ જોઈએ ત્યારે તો એવુ કોઈ પદાર્થ છે નહિ જે તેની કોટિમાં ભાગના પાસંગમાં પણ આવે એવા ભગવાનને યથાર્થ જાણીને હેત કર્યુ હોય તો માયિક પદાર્થ જે પિંડ-બ્રહ્માંડાદિક તેમા ક્યાંય પણ પ્રીતિ રહે નહિ. (મધ્ય-૫૭)

(૫) એક ક્ષણ માત્ર ભગવાનના સ્વરૂપમાં સ્થિતિ થઈ હોય તે ભજનના કરનારાને એમ જણાય જે હજારો વર્ષ પર્યંત મે સમાધિને વિષે સુખ ભોગવ્યુ એવુ ભગવાન સંબંધી નિર્ગુણ સુખ જણાય છે અને જે માયિક સુખ છે તે બહુકાળ ભોગવ્યુ હોય તો પણ અંતે ક્ષણ જેવુ જણાય છે. (વરતાલ-૯)

(૬) મહારાજ કહે અમારે તો નેત્ર મીંચીને ભગવાનની મૂર્તિનું ચિંતવન કરીએ તેમા જેવુ સુખ છે તેવુ ચૌદ લોકના રાજ્યને વિશે પણ નથી અને જો ભગવાનના ભજન જેવુ રાજ્યને વિશે સુખ હોય તો સ્વાયંભુવ મનુ આદિક જે મોટા મોટા રાજા તે સર્વે રાજ્ય મુકીને વનમા તપ કરવા શા સારુ જાય અને ભગવાનના ભજન જેવુ સ્ત્રીને વિશે સુખ હોય તો ચિત્રકેતુ રાજા કરોડ સ્ત્રીઓને શા સારુ મૂકે, માટે ભગવાનના ભજનના સુખ આગળ તો ચૌદ લોકનુ જે સુખ તે નરક જેવુ કહ્યું છે. (વરતાલ-૧૬)

(૭) સર્વ સુખમય મૂર્તિ તો એ ભગવાન જ છે ને બીજે પંચવિષયમાં જે સુખ છે તે તો એ ભગવાનના સુખનો કિંચિત લેશ છે અને એ ભગવાનના ધામના સુખ આગળ બીજા લોકોના જે સુખ તે તો નરક જેવા છે એમ મોક્ષધર્મમાં કહ્યું છે. (અંત્ય-૨૮)

(૮) ભગવાને બ્રહ્માંડને વિષે અનેક જીવોને પંચવિષય સંબંધી સુખ આપ્યુ છે. તે તો કુતરાને નાખ્યો જે બટકુ રોટલો તેની પેઠે અતિ તુચ્છ છે ને પોતાને વિશે જે સુખ છે તે તો મહા મોટુ છે અને વળી સુષુપ્તિ અવસ્થાને વિશે એ જીવને ભગવાન મોટુ સુખ પમાડે છે તે ગમે તેવી વેદના થઈ હોય ને સુષુપ્તિમાં જાય ત્યારે સુખિયો થઈ જાય છે. (અંત્ય-૩૯)

**★ અ.મૂ. સદ્. શ્રી ગોપાળાનંદ સ્વામીએ બતાવેલો સત્ અસત્નો વિવેક :-**

**(૧) આ બે પ્રકારનું સત્ય જાણવું**

(૧) આ લોકમાં પોતાનું અને પારકુ હિત થાય તેવુ સત્ય વચન બોલવું તેને લૌકિક સત્ય કહીએ (૨) આલોક, દેવલોક, બ્રહ્મલોક, અનંત કોટિ બ્રહ્માંડ પ્રધાન પુરૂષ એ સર્વેને નાશવંત જાણવા કેમ જે સર્વેને કાળ નાશ કરી નાખે છે અને પછી મૂળ પ્રકૃતિ પણ પુરૂષને વિશે લીન થઈ જાય છે અને પુરૂષ અક્ષરને વિશે લીન થઈ જાય છે. અવી રીતે એ સર્વેને નાશવંત જાણીને એ

પ્રકૃતિના કાર્યને વિશે પ્રીતિ છે તે તોડીને ભગવાન સદાય અક્ષરધામને વિશે બિરાજમાન છે. તેને સત્ય જાણવા અને ધામ તથા ભક્તોને સત્ય જાણવા તે અલૌકિક સત્ય છે.

**(૨) ચાર પ્રકારનું ચૈતન્ય અને જડ તેની વિગતિ**

(૧) પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન ચૈતન્ય છે ને પંચ વિષય જડ છે.

(૨) અક્ષરધામ ચૈતન્ય છે અને આ લોક જડ છે.

(૩) ભગવાનના ધામમાં રહ્યા જે સેવક તે ચૈતનય છે ને આ દેહના સંબંધી તે જડ છે.

(૪) જીવ કોટિના તથા ઈશ્વરકોટિના જીવ તે ચૈતન્ય છે તે દેહ તે જડ છે તે વિના બીજુ જડ કે ચૈતન્ય કહેવાય નહી.

**(૩) શૌચ પણ ત્રણ પ્રકારનું છે ?**

(૧) દેહે કરીને પવિત્રપણે રહેવુ તે દેહની શુધ્ધિ છે.

(૨) અંતઃકરણમાં કામ ક્રોધાદિકનો ઘાટ ન થવા દેવો એ અંતઃકરણની શુધ્ધિ છે.

(૩) જીવમાં અવ્યક્ત રાગ છે તેને ટાળવા ને એક ભગવાન વિના બીજી કોઈ જાતની ઈચ્છા ન રહે ત્યારે જીવની શુધ્ધિ થઈ જાણવી.

**(૪) દયા બે પ્રકારની છે.**

(૧) આ લોકમાં દેહે કરીને સુખિયો રહે એવી દયા તે તેવી દયાએ કરીને તો એ જીવનું પરલોક બગડે ને બંધન થાય એ લૌકિક દયા કહેવાય.

(૨) દેહ તથા દેહ સંબંધી પદાર્થ તથા દેહના સંબંધી તથા આ લોકથી આરંભીને પ્રકૃતિ પર્યંત ક્યાંય પણ પ્રીતિ ન રહેવા દે એ સર્વને વિશેથી પ્રીતિ તોડવીને એક ભગવાનને વિશે પ્રીતિ કરાવીને પછી ભગવાનના સ્વરૂપને વિશે જોડે એવી દયા તો ભગવાન તથા એકાંતિક મોટા સાધુને વિશે હોય તે અલૌકિક દયા કહેવાય.

**(૫) તપ બે પ્રકારનું**

(૧) એક તો જુવાન અવસ્થા હોય તો વ્રત ઉપવાસાદિકે કરીને દેહને બળહિન કરી નાંખવો ને શરીરમાં બળ ન હોય ત્યારે વિહિત ભોગનો સંકોચ કરવો તથા શીત ઉષ્ણાદિકનું સહન કરવુ તેને પણ તપ કહીએ.

(૨) ઈન્દ્રિયો તથા અંતઃકરણ તથા જીવ એ સર્વેને એકાગ્ર કરીને ભગવાનને વિશે અખંડવૃત્તિ રાખવી તેને પણ તપ કહીએ તે એવા તપને અતિ ઉત્કૃષ્ટ કહેવાય.

**(૬) ભગવાનનું ધ્યાન કરવું તેમાં પણ ત્રણ ભેદ છે.**

(૧) બાહ્ય લીલા ચિંતવને કરીને ભગવાનનું ધ્યાન કરે તે ધ્યાને કરીને સ્થૂળ દેહને ધક્કો લગાડે છે.

(૨) મનન દ્વારે ભગવાનનું ધ્યાન કરે તે ધ્યાન સૂક્ષ્મ અને સ્થૂળ એ બેને ધક્કો લગાડે છે.

(૩) ઈન્દ્રિયો અંતઃકરણ તથા માયિકભાવે રહિત કેવળ સત્તારૂપ રહીને જીવને અક્ષરરૂપ માનીને હૃદયમાં ભગવાનને પ્રતિલોમ વૃત્તિએ સન્મુખ રહીને ધ્યાન કરે તો પછી એ ભક્તને પૂર્વ-પશ્ચિમ, ઉત્તર-દક્ષિણનો ભાવ ટળી જાય છે. ત્યારે કારણ સહિત દેહનો નાશ થાય છે. તે શ્રેષ્ઠ ધ્યાન છે.

**(૭) ભજનમાં પણ ત્રણ ભેદ છે.**

(૧) જીહ્વાએ કરીને ભજન કરે તે સૂક્ષ્મ દેહને બાળે.

(૨) કંઠને વિશે ભજન કરે તે સૂક્ષ્મ તથા સ્થૂળદેહ એ બેને બાળે.

(૩) જીહ્વા તથા કંઠને ન હલાવે ને હૃદયને વિષે જ્યાં શ્વાસ ઉઠે છે ત્યાં ભજન કરવુ તે કેવુ છે ? તો કારણ શરીરે સહિત ત્રણ દેહનો નાશ કરે એવુ છે તે માટે બુધ્ધિમાન હોય તે આ વાતને વિચારીને જીવમાં ધ્યાન તથા ભજન કરે તો તત્કાળ થોડે કાળે કારણ શરીરનો નાશ થાય તે વિના કોટિ ઉપાય કરે તો પણ નાશ ન પામે.

**(૮) ત્રણ પ્રકારનું બ્રહ્મચર્ય કહીએ**

**(૧) ઉત્તમ બ્રહ્મચર્ય :** ત્રણ અવસ્થામાં બાળ, જોબન ને વૃધ્ધ એ ત્રણ પ્રકારની સ્ત્રીઓને દેખે પણ મનમાં રાગ ન થાય ને સ્વપ્નમાં પણ વીર્યપાત ન થાય એવો જે હોય તે ઉત્તમ બ્રહ્મચર્યવાળો પુરૂષ કહેવાય.

**(૨) મધ્યમ બ્રહ્મચર્ય :** ત્રણે અવસ્થામાં ત્રણે પ્રકારની સ્ત્રીઓને દેખે પણ રાગ તથા ભોગ બુધ્ધિ ક્યારેય ન થાય પણ ક્યારેક રજોગુણને જોગે કરીને સ્વપ્નને વિશે યુવાન સ્ત્રીને દેખે તો કોઈ સમે મનમાં રાગ લગારેક થાય ને વીર્યપાત તો ત્રણે અવસ્થામાં ન થાય એવો હોય તે મધ્યમ બ્રહ્મચર્યવાળો પુરૂષ કહેવાય.

**(૩) કનિષ્ઠ બ્રહ્મચર્ય :** જાગ્રત અવસ્થામાં તો એ ત્રણે પ્રકારની સ્ત્રીઓને દેખે પણ રાગ ન થાય પણ સ્વપ્નને વિશે એ ત્રણે સ્ત્રીઓને દેખીને રાગ થાય ને કોઈક સમે વીર્યપાત પણ થાય તેને કનિષ્ઠ બ્રહ્મચર્ય કહેવાય. આ વાતને વિચારીને પોતાને ઉત્તમ બ્રહ્મચર્યમાં કાંઈક કસર હોય

તો ધીરે ધીરે આગ્રહે કરીને બ્રહ્મચર્ય અતિ દઢ કરવુ તો જ પુરૂષોત્તમ નારાયણની સેવામાં રહેવાય ને તેમા કાંઈક કસર હોય તો સેવામાં ન રહેવાય.

**(૯) કોઈ હરિભક્તનો અવગુણ આવે તેમાં આ ત્રણ વિચાર કરવા :-**

(૧) એનો મને અવગુણ આવે છે તે એની ઉપર મારે ઈર્ષા છે તેણે કરીને આવે છે ?

(૨) કે એ મારા કોઈ સ્વભાવ ઉપર ટોકે છે તેણે કરીને મને અવગુણ આવે છે ?

(૩) કે એ દોષ એમાં છે જ તેથી અવગુણ આવે છે ? એમ વિચારીને ઈર્ષા તથા ટોકવે કરીને અવગુણ આવતો હોય તો ન લેવો અને એ દોષ એમાં ખરેખર હોય તો લેવો પણ આવી રીતે વિચાર્યા વિના કોઈનો અવગુણ ન લેવો.

**(૧૦) આ ચાર પ્રકારે હેત કરવું.**

(૧) દેહમાંથી હેત તોડીને જીવમાં હેત કરવું.

(૨) દેહના સંબંધીમાંથી હેત તોડીને ભગવાનના જે એકાંતિક સાધુ એમાં હેત કરવું.

(૩) આ લોકમાંથી પ્રીતિ તોડીને ભગવાનના ધામમાં પ્રીતિ કરવી.

(૪) પ્રકૃતિમાંથી થયુ જે યત્કિંચિત્ માયિક પદાર્થ માત્ર તેમાંથી પ્રીતિ તોડીને ભગવાનની મૂર્તિમાં હેત કરવું, આ ચાર વાતને વિચારીને નિત્ય પ્રત્યે કરે તો તત્કાલ પંચ વિષય થકી મુક્ત થાય ને આ વાત ભગવાનના ભક્તને નિત્ય પ્રત્યે કરવાની છે.

**(૧૧) ત્રણ પ્રકારની દૃષ્ટિ છે.**

**(૧) તત્ત્વ દૃષ્ટિ :-** જીવ પ્રાણીમાત્રમાં ભગવાન જોવા પણ સ્થૂળ શરીર જોવું નહિ.

**(૨) ભાવ દૃષ્ટિ :-** જેમ ગાયમાં પૂજ્યભાવ થાય અને કુતરામાં પૂજ્યભાવ ન થાય.

**(૩) વ્યવહારિક દૃષ્ટિ :-** જેની સાથે જે પ્રકારે વ્યવહાર થતો હોય તે પ્રમાણે કરવો જેમ માઁ સાથે વ્યવહાર થાય તેમ પત્ની સાથે ન થાય. આ ત્રણેય દૃષ્ટિને વિવેકથી યથાયોગ્ય પ્રમાણે વાપરવી.

★ **શ્રીહરિચરિત્રામૃત સાગરમાં શ્રીહરિના વિચાર કરવા જેવા અમૃત વચનો :-**

(૧) **શ્રી હરિ કહે :** જપ, તપ વગેરે અનેક કરે પણ નિષ્કામપણા સમાન કોઈ તપ નથી માટે ગાફેલ ન રહેવું.

(૨) **શ્રી હરિ કહે :** એક પળ માત્ર એક સુરત રાખીને ધ્યાન કરે તો કોટિ વખત બ્રહ્માંડની સંપત્તિ પામે તેના કરતા પણ તે ધ્યાનનું ફળ વધારે છે એવી મૂર્તિ અતિ દુર્લભ છે.

**(૩) શ્રી હરિ કહે :** સંત હરિભક્ત ઉપર હેત ન હોય અને તે અખંડ મૂર્તિમાં ચિત્ત રાખતો હોય તથા ક્યારેય અન્ન ન ખાતો હોય તોય લોકોને ઠગનારો છે એમ સાચા હરિભક્તોએ માનવુ જેને સંત હરિભક્તોમાં પ્રીતિ છે તેને જ મૂર્તિમાં ચિત્ત ચોટે છે.

**(૪) શ્રી હરિ કહે :** દાસભાવ ન હોય તો મેરૂ સમાન ગુણ હોય તો પણ શોભતા નથી ધ્યાન કરતો હોય ભૂત, ભવિષ્ય કહેતો હોય, અંતરની વાત જાણતો, અનંત જીવની નાડી જાણતો હોય પણ જો દાસપણુ ન હોય તો અંક વિનાના શૂન્ય જેવું છે.

**(૫) શ્રી હરિ કહે :** શુળીએ ચઢવું અને પૂજા પામવી એ બધુ ભગવાનની મરજીથી થતુ જાણીને બંનેમાં આનંદ પામે છે. તેનાથી ભગવાન પળમાત્ર દૂર રહેતા નથી.

**(૬) શ્રી હરિ કહે :** કારણ શરીરનો જેટલો નાશ થાય તેટલો ભગવાનની વાર્તામાં નિદ્રા, આળસ, પ્રમાદ થતા નથી. શ્રી હરિ સંત અને હરિભક્તો સાથે જેટલુ જુદાપણુ છે તેટલુ કારણ શરીર દઢ છે એમ જાણવું.

**(૭) શ્રી હરિ કહે :** સંતની રીતમાં ચાલે તે સંત કહેવાય. વિવેક વિનાના અંધ કહેવાય. સાચા ગુરૂ વિના સાચો માર્ગ કોટિ યુગે પણ મળે નહિ. સાચા ગુરૂ હરિમાં પ્રીતિ કરાવે ને બીજે સુખ મનાવા દેતા નથી.

**(૮) શ્રી હરિ અભયરાજાને કહે છે કે :** અમને રાખવા હોય તો ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ રાખો તે વિનાના સોનાના મહેલ હોય તો પણ હુ રહેતો નથી. જ્યાં ધર્મભકતિનું સન્માન હોય ત્યાં રહું છું.

**(૯) શ્રી હરિએ ઝીંજાવદરની નદીમાં સ્નાન કરતા વાત કરી કે :** હરિને સંભાર્યા વિના અન્ન ખાય કે પાણી પીએ છે તે દારૂ અને માંસ તુલ્ય છે. માટે હરિને સંભારી સર્વ ક્રિયા કરવી.

**(૧૦) શ્રી હરિ કહે :** હરિભક્તને પોતાના શરીર જેવા માનવા જેથી અપરાધ ન થાય જુદાઈ રાખે તેટલો અપરાધ થાય અને તેનુ પાપ અવશ્ય ભોગવવું પડે. પોતાના શરીરની ક્યારેક અરૂચિ થતી નથી તેમ સંત હરિભક્તની ક્યારેય અરૂચિ ન થાય તેનુ નામ દ્રોહ ન કર્યો કહેવાય. અરૂચિ થાય તે જ દ્રોહ છે.

**(૧૧) શ્રી હરિ કહે :** સ્વર્ગ, મૃત્યુ અને પાતાળનું રાજ્ય કરે એવી બુધ્ધિ હોય, પણ પ્રભુ ભજવાની બુધ્ધિ જો નથી થઈ તો તે બુધ્ધિવાન કહેવાતો નથી. પાતાળથી પ્રકૃતિ પર્યંતના

ભોગ જેને દુઃખરૂપ જણાય છે તે જ ખરો બુધ્ધિશાળી છે તે સિવાયની બુધ્ધિથી જે સુખ મળે તે તો સ્વપ્ન જેવું છે.

**(૧૨) શ્રી હરિ કહે :** બહારના સુખથી સુખીયા હોય તેને અમે દુઃખિયા માનીએ છીએ, પાયા વિનાનું સોનાનુ મકાન હોય કે સ્ફટિકમણિનુ હોય તો પણ જેને જીવવાનો લોભ હોય તે રહેવાની ઈચ્છા રાખે નહિ તેમ આખા બ્રહ્માંડના સુખ મળે તો પણ જેને જન્મ મરણનો ભય હોય તેને તે કોટિ વિંછીનાં ડંખ જેવા લાગે.

**(૧૩) શ્રી હરિ કહે :** બ્રહ્મચર્યનો નિયમ રાખ્યા વિના જપ, તપ, વ્રત તથા સત્સંગ આદિ કોઈપણ ફળીભૂત થતુ નથી. એક સંતને જમાડે તો કોટિ યજ્ઞનું ફળ કહ્યું છે. સંતના દર્શન માટે જતા દરેક પગલે કોટિ યજ્ઞનું ફળ કહ્યુ છે પણ બ્રહ્મચર્ય વિના તે ફળ ન આપે.

**(૧૪) શ્રી હરિ કહે :** હરિમાં અધિક સુખ છે તે સમજવા માટે જગતમાં થોડું સુખ રચ્યું છે. પણ અલ્પ સુખમાં બંધાઈ ગયેલા જીવો તેમાંથી છુટતા નથી. એકમેકથી અધિક સુખ જોઈને પણ ભગવાનના ધામમાં અપાર સુખમાં દૃષ્ટિ પહોંચે ને જગતનાં સુખમાં સાર જણાય તો વેદ, પુરાણ ભણે તો પણ અધઃકુપમાં પડેલો છે.

**(૧૫) શ્રી હરિ કહે :** મદિરા, વિષ, અગ્નિ ઈત્યાદિક કરતા પણ સ્ત્રી વધુ દુઃખરૂપ છે કારણ કે બીજા તો સ્પર્શથી ઘાત કરે છે જ્યારે નારી તો દર્શન માત્રથી જ ઘાત કરે છે.

**(૧૬) શ્રી હરિ કહે :** કોઈ વાતનો અહંકાર ન રાખવો. એક દિવસનો હરિભક્ત હોય અને સ્વામિનારાયણનુ નામ લેતો હોય તેના પણ મન, કર્મ, વચને કરીને દાસપણે વર્તવુ ઉપરથી જુદુ અને અંતરથી જુદુ એમ ન માનવુ જેમ જેમ ગુણ આવે તેમ તેમ દિલ મોટુ થાય કોઈ અપમાન કરે તો પણ મિત્રથી અધિક ગુણ લેવો ભગવાન બધુ જ જાણે છે.

**(૧૭) શ્રી હરિ કહે :** અમારૂ દર્શન છોડીને જે સંતને માટે રસોઈ કરે છે તેનુ ફળ દર્શન કરતા ભારે છે. દર્શન કરનારા કરોડો હોય પણ રસોઈ કરીને જમાડનારા થોડા હોય.

**(૧૮) શ્રી હરિ કહે :** જેની ક્રિયા દેખીને સત્સંગીને પ્રેમ થાય એવા સંતને મોટા જાણવા, પોતાના ગુણમાં દોષનું રૂપ જોવામાં આવે તે જ સાચી સાધુતા છે.

**(૧૯) શ્રી હરિ કહે :** ધ્યાન કરે તો પણ સેવામાં તાન ન હોય તો ધ્યાન મિથ્યા છે. ભગવાનના ધામમાં પણ પૂજા અને સેવાનો આનંદ છે.

**(૨૦) શ્રી હરિ કહે :** અંદર-બહાર ત્યાગી થઈને રહે તે પાકો ત્યાગી છે. એકપણ ઈન્દ્રિયમાં રાગ હોય ત્યાં સુધી ત્યાગ કાચો છે તેમ શ્રી હરિ નિત્ય વાત કરતા.

**(૨૧) શ્રી હરિ કહે : ''સંતે સાધુતાનુ મનન કરવુ''** વ્યવહારિક વાત પણ મનન કર્યા વિના **સિધ્ધ** થતી નથી. મનન કર્યા વગર સત્સંગ વૃધ્ધિ પામતો નથી. નિયમ ધાર્યા હોય તેનુ મનન કરવું, મનન કરવાથી જીવ શુધ્ધ થાય છે અને બળ આવે છે.

**(૨૨) શ્રી હરિ કહે :** જ્ઞાનનુ જેટલુ મનન કરવામાં પ્રમાદ રહે તેટલુ દુઃખ આવે છે. નિયમમાં કસરરૂપી બારી મળે તો કળી પ્રવેશ કરી જાય છે.

**(૨૩) શ્રી હરિ કહે :** વચનમાં વર્તવુ બહુ કઠણ છે. ત્યાગ, વૈરાગ્ય, ધર્મ, જ્ઞાન થઈ શકે પણ સેવા માર્ગ કઠણ છે. આત્મનિષ્ઠ છે કે દેહનિષ્ઠ છે તે સેવામાં દેખાય છે. જ્ઞાન અને ધ્યાનની ઓથ લઈને સત્સંગમાં ઘણાંય આત્મનિષ્ઠ બનશે પણ સેવા-નિષ્ઠ છે. તેજ સાચા આત્મનિષ્ઠ છે. સેવા નિષ્ઠ વિના જ્ઞાન અને ધ્યાન વાળા દંભી છે. શરીર, મન અને ધનથી સેવા થાય તેથી અધિક બીજું કાંઈ નથી.

**(૨૪) શ્રી હરિ કહે :** ભગવાનનુ ધ્યાન કરવા તથા સભામાં જેટલી વાર બેસવુ તેટલીવાર સંતોએ નાસિકાગ્ર વૃત્તિ રાખીને બેસવુ, માખી મચ્છર કરડે તો પણ થડકવુ નહિ એવા સંત શુરવીર હોય તે ઉભા થાઓ ત્યારે કૃષ્ણાનંદ મુનિ વગેરે ઉભા થયા.

**(૨૫) શ્રી હરિ કહે :** શરીરનુ આરોગ્ય રહે ત્યાં સુધી દરેક સંત વર્ણી, પાર્ષદ તથા સાંખ્યયોગી નરનારીએ ''પચાસ માળા'' નિત્ય ફેવવી, ક્યારેક ભુલી જવાય તો બીજે દિવસે બમણી ફેરવવી અને બે દિવસ બુલી જવાય તો ઉપવાસ કરવો.

**(૨૬) શ્રી હરિ કહે :** કથામાં લેશમાત્ર આળસ રહે તે સાચો રસિક નથી. અનંત બ્રહ્માંડના રસથી પણ અધિક રસ ભગવાનના ચરિત્રમાં છે તે પીવામં નિંદ્રા, આળસ હોય અને ધ્યાનમાં રાત્રિ-દિવસ બેસતો હોય તો પણ તેને કાળનેમી, રાવણ અને કંસ જેવો જાણવો.

**(૨૭) શ્રી હરિ કહે :** જે પોતાને પાકો સત્સંગી સમજી લે છે તેને પડી જવાનો સંભવ છે. સ્વપ્નમાં પણ જેટલી વાર સંત-હરિભક્તના દર્શન થાય તેટલો સત્સંગ કહેવાય, જાગ્રતની પેઠે સ્વપ્નમાં પણ સત્સંગની સ્મૃતિ રહે તેજ સત્સંગ પ્રમાણભૂત કહેવાય.

**★ અ.મુ. સદ્. શ્રી ગુણાતીતાનંદ સ્વામીના વિચાર કરવા જેવા અમૃત વચનો :-**

(૧) કરોડ કામ બગાડીને પણ એક મોક્ષ સુધારવોને કદાપિ કરોડ કામ સુધાર્યા ને એક મોક્ષ બગડ્યો તો શુ કર્યુ ?

(૨) જેટલુ માયામય સુખ છે તે સર્વે દુઃખ વિનાનું હોય નહિ માટે એ વાત પણ એક જાણી રાખવી.

(૩) આ જીવને પાંચ વાના અવશ્ય જોઈએ પણ તે વિના ન ચાલે તેની વિગતી જે અન્ન, જળ, વસ્ત્ર, નિદ્રા, સ્વાદ મધ્યે મીઠું, ને તે વિના તો સર્વે ફેલ છે.

(૪) પ્રસાદીનું માહાત્મ્ય સમજતા હોઈએ તો મોટાના ચરણની રજ લઈને માથે ચડાવવી પણ રસે યુક્ત જે પ્રસાદી તેનો ગુણ જણાવે અને વિકાર થાય.

(૫) મોટપ તો ઘણા પ્રકારની છે તેમા પ્રભુને ભજવા તે માર્ગ જુદો છે. માટે એકથી લાખ રૂપિયા ખર્ચો પણ સાધુના સમાગમ વિના અજ્ઞાન ટળે નહિ.

(૬) વિષયને માર્ગે તો આંધળા થાવુ બહેરા થાવુ લુલા થાવુ પણ આસક્ત ન થાવું.

(૭) આ ઘડી આ પળ અને આ સાધુ કોટી કલ્પે મળવા દુર્લભ છે પણ મહિમા જણાતો નથી કેમ જે મનુષ્યાકૃતિ છે.

(૮) જ્યાંથી અચાનક ઉચાળા ભરવાના છે તે ઠેકાણે ઉદ્યમ કરે છે ને જ્યાંથી કોટિ કલ્પે ઉચાળા ન ભરવા તેને અર્થે ઉદ્યમ નહિ એ જ અજ્ઞાન છે.

(૯) ચિંતામણિ કાંઈ રૂપાળી ન હોય તેમ ભગવાન અને સાધુ મનુષ્ય જેવા જ હોય પણ એ દિવ્ય છે ને કલ્યાણકારી છે.

(૧૦) મહારાજની મૂર્તિ વિના ને આવા સાધુ વિના પ્રકૃતિ પુરૂષ સુધી રાખના પડીકા જ છે.

(૧૧ જેવુ પક્ષપાતે કરીને જીવનુ ભૂંડું થાય છે તેવુ તો પંચવિષયે કરીને પણ થતુ નથી તે પક્ષે કરીને તો ગોપાળાનંદ સ્વામીને માથે પાણા નાંખ્યા ને ઝોળીમાં દેવતા નાંખ્યા ને દેવતાના કાઢનારા અહિં બેઠા છે.

(૧૨) ભગવાનને સંભારીને જે જે ક્રિયા કરે છે તો પણ તે નથી કરતો ને તે અકર્તા છે ને તે વિના તો બેઠો છે તોપણ તે કર્તા છે.

(૧૩) ભગવાનનુ સ્વરૂપ નિર્દોષ સમજવું ને મોટા મોટા એકાંતિક સાધુને પણ નિર્દોષ સમજવા તે બરોબર કોઈ સાધન નથી.

(૧૪) આત્મનિષ્ઠા જેવી કોઈ વાત નથી તે મનન ધ્વારા હું અક્ષર છુ ને પુરૂષોત્તમ મારે વિષે બેઠા છે એમ મનન કર્યા કરવુ તે સૂક્ષ્મ ભક્તિ છે. તેણે કરીને આત્યંતિક મોક્ષને પામશે.

(૧૫) જો વિષયને આજ મુકીએ તો મુકાય એમ છે. ને મહિને બે મહિને ને વર્ષે સો વર્ષે ને સો જન્મે પણ જે દિવસે મુકીએ તે દિવસે મુકાય એમ છે. ને મુક્યા વિના અંતે છુટકો નથી.

★ **જીવનમાં અપનાવવા જેવી શુભ ભાવનાઓ :-**

(૧) સર્વમાં ભગવત્ ભાવ રાખવો પણ કોઈ જીવપ્રત્યે કુભાવ રાખવો તો તે ભગવાન પ્રત્યે કુભાવ રાખવા જેવુ છે. જેવી ભાવના તમે બીજા માટે રાખશો તે તેવી ભાવના તમારા માટે રાખશે. બીજા સાથે વૈર કરનારો પોતા સાથે વૈર કરે છે કારણ કે સર્વેના હૃદયમાં ભગવાન રહેલા છે.

(૨) જગતની કોઈપણ વસ્તુ સુંદર નથી, આંખમાં વિકાર છે એટલે વસ્તુ સુંદર લાગે છે. શરીરની સુંદરતા નહિ પણ હૃદયની સુંદરતા જુઓ, નિત્ય સુંદર તો એક ભગવાન જ છે.

(૩) જેમ સોની આકારને મહત્વ આપતો નથી કેવળ સોનુ જ જુએ છે, તેમ જ્ઞાની બહારના આકારને મહત્વ આપતો નથી, પણ જડ ચૈતન્યમાં પરમાત્માને જુએ છે. કારણ કે આકારમાંથી વિકાર ઉત્પન્ન થાય છે.

(૪) સર્વમાં ભગવાનનો અનુભવ કરે તેના મનમાં વિકાર વાસના આવે જ નહિ.

(૫) અનેકમાં એકને જુએ તે ભક્તિ અને એકમાં અનેકને જુએ તે જ્ઞાન.

(૬) ભક્તિ આંખતી પણ થાય છે, આંખમાં પ્રભુને રાખી જગતને જુએ, એવી રીતે જે જોશે તેને જગત પ્રભુમય દેખાશે જેમ સ્વરૂપાનંદ સ્વામીને મહારાજ વગર કાંઈજ દેખાતુ ન હતુ.

(૭) **જય સ્વામિનારાયણ** કહેવાનો એ અર્થ છે કે મને જે દેખાય છે, તે **સ્વામિનારાયણનું** સ્વરૂપ છે.

(૮) **ગ.પ્ર.૫૧ ના વચનામૃતમાં કહ્યું છે કે** જ્યારે ભગવાનની દૃષ્ટિએ જોઈએ ત્યારે ભગવાન સિવાય કાંઈ ન દેખાય તે કેમ સમજવુ ? તો જ્યાં સુધી જીવની દૃષ્ટિ માયિક છે ત્યાં સુધી તેને સર્વે દેહધારી જીવ અને વસ્તુમાયિક જ દેખાય છે પરંતુ જ્યારે જીવની દૃષ્ટિમાં ભગવાન આવે એટલે તે મુક્ત બને છે અર્થાત્ તે ભગવદ્ રૂપ બને છે પછી જેમ કમળો થયો હોય તેને બધુ પીળુ જ દેખાય તેમ જેની ભગવાન આકારે વૃત્તિ થઈ તેની દૃષ્ટિમા જોનાર ભગવાન જ છે માટે તેને સર્વત્ર ભગવાન જ દેખાય છે. ટૂંકમાં દેહરૂપને બધે દેહ જ દેખાય છે ને ભગવાન ઢંકાય છે. બ્રહ્મરૂપને બધે ચૈતન્ય બ્રહ્મ દેખાય છે ને દેહ ઢંકાય છે અને જ્યારે ભગવદ્ ભક્તને બધે ભગવાન જ દેખાય છે ને આત્મા ઢંકાય છે અને હું માં અને સર્વમાં, દેહ તથા આત્મામાં એક મહારાજ જ દેખાય છે.

(૯) જ્યાં સુધી પોતાની અથવા સંસારની સ્વતંત્ર સત્તા દેખાય છે ત્યાં સુધી મુક્તિ નથી, વાસ્તવિક જ્ઞાન નથી થયું, સર્વ કાંઈ ભગવાન જ છે **''સ્વામિનારાયણઃ સર્વમ્''**

(૧૦) જેમ તત્ત્વની દૃષ્ટિથી ન જોવાવાળો અજાણ્યો માણસ બાજરીની ખેતી જોઈને કહે છે આતો ફક્ત ઘાસ જ છે, બાજરી ક્યાં છે ? એવી રીતે અજ્ઞાની મનુષ્ય કહે છે કે જે દેખાય છે તે તો સંસાર છે ભગવાન ક્યાં છે ? પરંતુ જેઓ તત્ત્વથી જુએ છે તેવા જ્ઞાની મહાપુરૂષોની દૃષ્ટિમાં સંસાર છે જ નહિ. બલ્કે સર્વ કંઈ ભગવાન જ છે **''સ્વામિનારાયણઃ સર્વમ્''** જે બાજરીને જુએ છે તે જ ખરેખર મનુષ્ય છે, જે ફક્ત ઘાસને જ જુએ છે તે પશુ છે. કારણ કે મનુષ્ય તો ઘાસનો ત્યાગ કરીને બાજરીને ગ્રહણ કરે છે, પણ પશુ કોરૂ ઘાસ જ ચાવે છે. કેમ કે તેની દૃષ્ટિમાં ઘાસના સિવાય બીજું કંઈ છે જ નહિ.

(૧૧) શરીરની સંસાર સાથે એકતા છે, આત્માની પરમાત્મા સાથે એકતા છે, આ કારણે એમને મેળવવાને માટે સમય, બળ, બુધ્ધિ લગાડવા પડે એવી વાત છે જ નહિ માત્ર એ તરફ આપણી દૃષ્ટિ નથી, આપણી દૃષ્ટિ નાશવંત પદાર્થો તરફ છે. નાશવંત પદાર્થોમાં પણ પરમાત્મા જેવા છે તેવા જ પરિપૂર્ણ છે.

(૧૨) આપણી નજીકમાં નજીક વસ્તુ હોય તો પરમાત્મા જ છે, તે આપણા શરીર કરતા પણ વધુ નજીક છે.

(૧૩) **તુ તુ કરતા તુભયે, મુજમે રહિ નહિ હૂ ।**
**વારી ફેરી બલ ગઈ, જીત દેખુ તિત તુ ॥**

(૧૪) **સબ જગ ઈશ્વરરૂપ હે, ભલો બુરો ન કોય ।**
**જૈસી જાકી ભાવના, તૈસો હી ફલ હોય ॥**

**★ જીવનમાં ઉતારવા જેવા અનુભવો...**

(૧) ગાજવીજથી દાણા ન પાકે તે વરસાદથી દાણા પાકે તેમ પરચા ચમત્કાર જોવા જાણવાથી મૂર્તિનું જેવું છે તેવુ સુખ ન આવે તે તો મહારાજનું સર્વોપરિપણું, કર્તાપણું, સાકારપણું, સુખદાતાપણું તે રૂપ સ્વરૂપનિષ્ઠા દૃઢ કરવાથી મહારાજ અને ભક્તોનો મહિમા સમજાય ને મૂર્તિનું સુખ મળે અને એ મૂર્તિના સુખમાં પહોંચ્યા પછી ધામનું સુખ તે પણ શું ? અને ભક્તનું સુખ તે પણ શું ?' એવું મૂર્તિનું અલૌકિક અનુપમ સુખ છે.

(૨) જેમ મંદિરમાં મૂર્તિ હોય તો મંદિર કહેવાય અને મૂર્તિ ન હોય તો મંદિર ન કહેવાય તેમ જેને મૂર્તિ આત્માને વિશે સાક્ષાત્ દેખાય તે પૂરો સાધુ કહેવાય અને જેને અંતરને વિશે

મૂર્તિ દેખાય તે મધ્યમ સાધુ કહેવાય અને જેને અખંડ સ્મૃતિ રહે તે કનિષ્ઠ સાધુ કહેવાય અને આજ્ઞા યથાર્થ પાળે પણ સ્મૃતિ ન રહે તો તે ચાલોચાલ કહેવાય અને જે આજ્ઞામાં ફેર પાડે તે સ્વામિનારાયણનો કહેવાય જ નહિ.

(૩) આપણા દેહના સ્વભાવને તથા ઈન્દ્રિયોના વલણને તથા અંતઃકરણના વેગને શ્રી હરિમાં હોમવા, સર્વ ક્રિયા શ્રી હરિમાં હોમવી, જમવુ ત્યારે શ્રી હરિના મુખને આપણા મુખ સાથે એક કરીને મહારાજે મુખ ઉઘાડ્યું અને મે મુખમાં કોળીયો મેલ્યો અને મહારાજે ગળે ઉતાર્યો અને સ્વાદ પણ મહારાજને આવ્યો એમ કરવું તે ઠાકોરજી જમાડ્યા કહેવાય એ રીતે જળ પાવુ એમ પ્રત્યક્ષ ભગવાનની મૂર્તિ ધારીને પોતાનામાં તેની ક્રિયા લેવી એવી રીતે ભગવાનનો સંબંધ તે દિવ્ય સંબંધ થઈ ગયો કહેવાય આમ ભગવાનને ભેગા રાખવા અને લાડ લડાવવા.

(૪) જ્યાં સુધી માયાના ગુણ છે ત્યાં સુધી દુઃખીયો અને જ્યારે માયા છે જ નહિ એમ સમજાય ત્યારે સુખીયો, સાધન સર્વે ઉપકારી છે પણ મૂર્તિની સન્મુખ થયા વિના સુખ નથી એમ જાણે ત્યારે દોષ ટળે.

(૫) મંદિરમાં મૂર્તિ પધરાવ્યા પછી ભાવ સારો આવ્યો છે કે નથી આવ્યો એમ ભાવ જોવો નહિ કેમ જે અક્ષરધામમાં જે મૂર્તિ છે તે જ પ્રતિમા છે પણ એક રોમનો ફેર નથી જો ફેર જાણે તો દ્રેષ કર્યો કહેવાય.

(૬) જપ, તપ આદિક સાધનથી કામાદિક શત્રુ ટળે નહિ અને ટાઢુ થાય નહિ એ તો મહારાજની મૂર્તિનું ધ્યાન કરવાથી અંતરમાં ટાઢુ થાય અને અંતઃશત્રુ વેરાભાઈની પેઠે નાશ થઈ જાય તે તો જીવ કરતો જ નથી.

(૭) જેમ દિવસમાં રાત્રી લીન થાય છે તેમ માયાને તેજમાં લીન કરીને મૂર્તિ જોવી, જો આગ્રહ કરે તો દેખાય.

(૮) **સત્સંગ અને કુસંગ કોને કહેવાય ?** તો દેહનો સંગ છે ત્યાં સુધી કુસંગ અને મૂર્તિનો સંગ થાય એટલો સત્સંગ.

(૯) ભગવાનની મૂર્તિનું ધ્યાન કરતા જ્યારે દેહનું ભાન ભુલાય ત્યારે બ્રહ્માંડ ભુલાય ને મહારાજની મૂર્તિનું સુખ આવે. જેમ આંખો મીંચે તો અંધારૂ થાય, ને ઉઘાડે તો અજવાળુ થાય તેમ અંતરવૃત્તિ કરે તો મૂર્તિ દેખાય ને બહારવૃત્તિ કરે તો બ્રહ્માંડ દેખાય.

**★ આપણી ધાર્મિક વિધિઓ અને ભાવનાઓ :-**

આપણા હિંદુ ધર્મની તમામ વિધિઓ આર્ષદૃષ્ટા ઋષિઓએ પ્રવર્તાવી છે. દરેક ધાર્મિક વિધિઓ પાછળ શુધ્ધ ભાવનાઓ અને મોક્ષના અનુપમ હેતુઓ સમાયેલા હોય છે. લગભગ દરેક ધાર્મિક વિધિઓમાં વૈજ્ઞાનિક રહસ્ય પણ છુપાયેલુ હોય છે. તે રહસ્યને સમજીને વિધિઓનુ પાલન કરાય તો પાળવામાં ઉત્સાહ રહે અને અનેક ગણો ફાયદો થાય છે. આ ભાવનાના હેતુઓ ભુલાય ત્યારે બાહ્ય વિધિઓ યંત્રવત્ બની જાય છે. માટે આપણા જીવનમા આવુ ન બને તે માટે વાંચો, વિચારો અને જીવનમાં ઉતારો.

**(૧) મંદિર**

**મંદિર એટલે ?...**મૂર્તિરૂપ પ્રગટ બિરાજતા ભગવાનનો આવાસ, ઘર, બંગલો

**મંદિર શા માટે ?...**મંદિર ભગવાન સાથે એકાંત અનુભવવા માટે, ઉપાસના રાખવા માટે, મનની સ્થિરતા માટે, જીવન ઘડતર માટે, અખંડવૃત્તિ રાખવા માટે, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ કેળવવા માટે, સુહૃદયભાવ અને આત્મીયતા કેળવવા માટે, આપણી શ્રધ્ધા અને ભાવનાઓ અર્પણ કરવા માટે, સુખ, શાંતિ માટે અને મોક્ષ મેળવવા માટે છે પરંતુ કેવળ વ્યવહાર કરવા માટે નથી.

**(૨) આરતી**

**આરતી એટલે શું ?**

આરતી પ્રભુની પધરામણી કે સ્વાગતનુ પ્રતિક છે. આરતી શબ્દ આર્ત ઉપરથી બન્યો છે એટલે કે આર્તભાવથી ગદ્ગદ્ થઈને અંતરના ઊંડાણથી ભગવાનની પ્રાર્થના એ જ ખરી આરતી છે. સંપૂર્ણ પ્રભુ પ્રેમ વ્યક્ત કરતી જ્યોત્ એટલે આરતી ભગવાને કરૂણા કરી જીવને પંચભૂતની ભેટ આપી છે. રહેવા-પૃથ્વી, જીવવા-જળ, અન્નાદિક પચાવવા-અગ્નિ, શ્વાસ માટે-વાયુ, હલન ચલન માટે-આકાશ આ પંતભૂતોની ભેટ ભગવાનને અર્પણ કરવા, વંદન પ્રણામ એ પૃથ્વીનું પ્રતિક છે. જળપૂરીત શંખ જળનુ પ્રતિક છે. દિવાની જ્યોત્ તેજનું પ્રતિક છે. અગરબત્તીનો ધુપ વાયુનું પ્રતિક છે. શબ્દ આકાશનો ભાગ છે. તેથી નગારૂ, ઘંટ, ઝાલર એ શબ્દનું પ્રતિક છે. આમ પંચભૂતોનુ સમર્પણ એટલે આરતી, દક્ષિણના અમુક મંદિરોમાં તો પુષ્પ કે ગંધ દ્વાર પૃથ્વીથી, શંખથી, ચામરથી, વસ્ત્રથી આમ પાંચ વસ્તુથી અનુક્રમે પણ આરતી ઉતારે છે.

**★ આરતી સમયે ઘંટ, નગારૂ, ઝાલર, શંખનાદ શા માટે ?**

મનુષ્યને જ્યારે અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત થાય કે શ્રેષ્ઠ સફળતા મળે ત્યારે તેનો આનંદ વ્યક્ત કરવા અનેક પ્રકારના અવાજો કે તાળીનો નાદ કરે છે. તેમ ભક્તને ભગવાનની પ્રાપ્તિનો આનંદ છે. આ આનંદને વ્યક્ત કરવા તથા ભગવાનની આરતી પૂજનને અનુરૂપ દિવ્ય વાતાવરણ નિર્માણ કરવા નગારૂ, ઝાલર, શંખનાદ, ઘંટ, તાળીઓ વગેરેનો નાદ કરવામાં આવે છે.

**★ આરતી પૂર્ણ થયે જળનુ આવર્તન શા માટે કરવામાં આવે છે ?**

પૌરાણિક માન્યતા છે કે **''ચોકી તો વરૂણદેવની''** એનુ કોઈ ઉલ્લંઘન કરી શકે નહી. આરતીની જ્યોત્ ભગવાનની દિવ્ય મૂર્તિ ઉપર ફરે એટલે તેમા ભગવાનની દિવ્ય શક્તિનો પ્રવેશ થાય છે. પ્રવેશેલી દિવ્યતાને (શંખપુરિત) જળથી અકબંધ કરવામાં આવે છે. પછી દરેક ભક્તો બન્ને હાથ વડે આરતીની આસ્કા (જ્યોત્) મસ્તક પર ધારે જેથી ભક્તોનાં અંતરમાં પણ દિવ્યતા પ્રગટે આવી ભાનનાઓ સમાયેલી છે.

**★ આરતી લેતી વખતે પૈસા શા માટે નાંખે છે ?**

જેમા ભગવાનનો પ્રવેશ થયો છે તે જ્યોત્ પણ ભગવાનનુ જ સ્વરૂપ ગણાય તેનો આદર વ્યક્ત કરવા ભક્તો પૈસાનું દાન કરે છે.

**(૩) કંઠી**

**કંઠી એટલે શું ?**

કંઠી ભગવાનની શરણાગતિનું પ્રતિક છે. હું ભગવાનનો છું એવુ અખંડ અનુસંધાન આપણને કંઠી કરાવે છે. સર્વે શક્તિમાન એક શ્રી હરિ જ છે. માટે સર્વોપરિ શ્રી હરિની શરણાગતિ દુનિયાની તમામ પરાધિનતા અને ભયથી આત્માને મુક્ત કરે છે અને સુખ શાંતિ આપે છે. માટે ભક્તો ઉત્સાહથી ભગવાનની શરણાગતિ સ્વીકારે છે એ સ્વીકારનું સતત અનુસંધાન આપતું પ્રતિક એટલે કંઠી.

**કંઠી શેની બનાવેલ હોવી જોઈએ ?**

તુલસી સમર્પણનું પ્રતિક છે. માટે તુલસીની કંઠી ઉત્તમ મનાય છે. કોઈપણ વસ્તુ ભગવાનને અર્પણ કરતી વખતે પ્રાયઃ તુલસીપત્ર મુકવામાં આવે છે. આ જ ભાવના અનુસાર હે નાથ ! આ દેહધન ધામાદિક હવે તમારૂ છે, મારૂ નથી એમ પ્રભુ સમર્પિત કર્યુ તેવી ભાવના સાથે તુલસીપત્રના સ્થાને તુલસીની કંઠી ગળામાં ધારણ કરવામાં આવે છે આજ ભાવના સાથે અન્ય પવિત્ર કાષ્ઠ-ચંદન વગેરેની કંઠી પણ ધારી શકાય છે.

**★ આપણા સંપ્રદાયમાં બે સેરની કંઠી શા માટે ?**

તો એક સેર આત્માની અને બીજી સેર પરમાત્માની ગણાય છે. આમ બન્ને સેર ભેગી થઈને કંઠી બને એટલે આત્મા અને પરમાત્માના મિલનનું પ્રતિક રૂપે બે સેરની કંઠી પહેરવામાં આવે છે.

**★ કંઠી કોની પાસે પહેરવી ?**

તો સાંપ્રદાયિક રીવાજ મુજબ દરેક મુમુક્ષુએ સદ્ગુરૂ સંત પાસેથી વર્તમાન ધારી કંઠી પહેરવી, વર્તમાન ધાર્યા પછી દારૂ, માંસ, ચોરી, અવેરી અને વટલવુ નહિ ને વટલાવવુ નહિ એ પંચવર્તમાનનુ અવશ્ય પાલન કરવુ.

**★ કંઠી ધારણ કરતા પહેલા જમણા હાથમાં જળ રાખી મંત્ર બોલાવે છે તે શું છે ?**

શરણાગતિ સ્વીકારતા પહેલા શુદ્ધિની જરૂર છે. જળ મળને દૂર કરે છે. પવિત્રતા અર્પે છે. તેથી મન, કર્મ, વચને શુધ્ધ થયાના ભાવ સાથે જમણા હાથમાં જળ અપાય છે. ત્યારબાદ

**કાલ માયા પાપ કર્મ, યમદુત ભયાદહમ્ ।**
**શ્રીહરિ કૃષ્ણદેવં શરણં, પ્રયનોઽસ્મિ સપાતુમામ્ ॥**

આ મંત્ર વડે સદ્ગુરૂ સંત આપણને પ્રભુના સાચા શરણાગત બનાવે છે. આપણા શિર પર શ્રીહરિનુ છત્ર આવતા આપણે તમામ ભયથી, પાપથી મુક્ત બનીએ છીએ અને આપણા નવા જીવનનો આરંભ થાય છે.

**★ ગૃહસ્થના પંચ વર્તમાન ટૂંકમાં :**

(૧) દારૂ ન પીવો (૨) માંસ ન ખાવુ (૩) ચોરી ન કરવી (૪) વ્યભિચાર ન કરવો (૫) વટલવુ નહિ ને વટલાવવુ નહિ

**(૧) દારૂ ન પીવો :-**

સૌથી જૂનુ પુરાતન વ્યસન હોય તો તે દારૂ છે. સમુદ્રમંથન વખતે અમૃત નીકળ્યુ તો તેની સાથે મદિરા (દારૂ) પણ નીકળ્યો. દેવતાએ અમૃતપાન કર્યુ અને દાનવોએ મદિરા પાન કર્યુ માટે આ પીણુ મનુષ્યનુ નથી દાનવો-રાક્ષસોનુ છે છતા જે મનુષ્ય પીવે છે તે માનવ નથી પણ દાનવ-રાક્ષસ છે. દારૂ પીવો એ પંચ મહાપાપ માંહેલુ પાપ છે.

(૧) દારૂ પીવાથી એસીડીટી, અલ્સર, હાઈબીપી ને ફેટીલીવર જેવા જીવલેણ ભયંકર રોગ થાય છે.

(૨) દારૂ પીવાથી જ્ઞાનતંતુ કામ કરતા બંધ થઈ જાય છે. મગજ સાથે તેનો કોન્ટેક તુટી જાય છે ત્યારે તેના દુષ્ટ પરિણામો આવે છે.

(૩) દારૂ પીવાથી તીવ્ર કામવાસના ઉદય થાય છે પછી ન કરવાના તે પાપો કરે છે.

(૪) દારૂ પીવાથી ઘરની બરબાદી થઈ જાય છે અને સમાજમાં આ દારૂડિયો છે એવી છાપ પડે છે.

(૫) થમ્સઅપ, કોકાકોલા, પેપ્સી આદિક ઠંડા પીણાઓમાં આલ્કોહોલ હોય છે માટે તે પણ દારૂ સમાન જ છે માટે તે પણ ન પીવા.

(૬) જે લોકો દારૂ, અફીણ, ભાંગ, ગાંજો, તમાકુ આદિક કેફ કરનારી વસ્તુ ખાય છે કે પીવે છે તેને યમદુતો અયઃપાન નરકમાં નાખે છે ને ઉકાળેલા લોઢા અને શીશાનો રસ તેના મુખમાં રેડે છે.

**(૨) માંસ ન ખાવુ :-**

માંસ એ હિંસક પશુઓનો આહાર છે છતા જો માણસ ખાય છે તો તેને શાસ્ત્રો પશુ જ કહે છે. માંસ ખાવુ એ પંચમહાપાપ માંહેલુ પાપ છે.

**(૧) માંસાહારમાં ૮ વ્યક્તિને સરખુ પાપ લાગે છે.**

(૧) પશુને મારનારને, (૨) સહાય કરનારને, (૩) કાપનારને, (૪) વેચનારને, (૫) ખરીદનારને, (૬) પકવનારાને, (૭) પીરસનારને, (૮) જમનારને.

(૨) અનાજ, શાકભાજી, મરીમસાલા વગેરેને સાફસુફ કરીને જ વાપરવા નહિતર માંસ ભક્ષણનો દોષ લાગે છે.

(૩) દૂધ, પાણી, તેલ, ઘી વગેરે લીક્વીડ ગાળ્યા વિના વાપરવા નહિ નહિતર માંસ ભક્ષણનો દોષ લાગે છે.

(૪) સત્સંગી જીવનમાં લખ્યું છે કે માછીમાર છ મહિના સુધી માછલાને મારે તેને જેવુ પાપ લાગે છે તેવુ એકવાર ગાળ્યા વિનાનુ પાણી પીવાથી પાપ લાગે છે માટે વિચારવું.

(૫) બજારૂ હોટલના, લારીયુના, લગ્નપાર્ટીના ખાણા-પીણા તો માંસતુલ્ય જ છે માટે તે ખાવા પીવા નહિ.

(૬) જે લોકો પશુ પક્ષીઓને મારીને તેનુ માંસ ખાય છે તેને યમદુતો કુંભીપાક નરકમાં ઉકળતા તેલમાં નાખીને તળીને ખાય છે.

(૭) જે લોકો અનાજ આદિકને સાફસુફ કર્યા વિના વાપરે છે તેનેયમદુતો યમપુરીમાં ઘાણીમાં ઘાલીને પીલે છે.

**(૩) ચોરી ન કરવી :-**

ચોર એટલે વગર મહેનતે બીજાનુ પચાવે તે ચોર છે જેનુ છે તેને આપ્યા વિના ખાય તે ચોર છે. આવા અનેક પ્રકારના ચોર છે પણ શ્રીજી મહારાજે શિક્ષાપત્રીમાં કહ્યુ છે કે ધર્મ કરવાને અર્થે પણ અમારા સત્સંગીએ ચોરનુ કર્મ ન કરવુ, ચોર માર્ગે કરીને પેસવુ નહિ ને નીકળવુ પણ નહિ તેમજ સદ્‌ગુરૂશ્રી પ્રેમાનંદ સ્વામીએ કીર્તનમાં કહ્યું છે કે **‘‘પડી વસ્તુ કોઈની હાથે ન ઝાલે રાજ અક્ષરના વાસી વાલો આવ્યા અવની પર’’** જે વસ્તુ જેની માલિકીની હોય તેને પૂછ્યા વિના લેવી તે ચોરી છે.

(૧) ચોરી કરવી એ પંચ મહાપાપ માંહેલુ પાપ છે.

(૨) ચોરી કરવી એ હળાહળ ઝેર છે.

(૩) ચોરી કરનારને ગમે તે જન્મમાં જેની ચોરી કરી છે તેનુ ઋણ ચૂકવ્યા વિના તેનો છુટકારો થતો નથી માટે બીવુ.

(૪) ચોરી કરનારને યમદુતો તામિશ્ર નામના નરકમાં ઉંધે માથે નાખે છે ને ખૂબ દુઃખ આપે છે.

**(૪) વ્યભિચાર ન કરવો :-**

વ્યભિચાર એટલે સ્ત્રી પુરૂષોની જે મર્યાદા છે તેનાથી સંપૂર્ણ વિપરીત પણે જે આચરણ કરવુ તેનું નામ વ્યભિચાર સાદા અર્થમાં પરસ્ત્રીગમન કરવુ. સામાજીક અને ધાર્મિક કાયદાની રૂએ સ્ત્રી અને પુરૂષ લગ્નગ્રંથિથી જોડાયા હોય તો પરણ્યા એજ પત્ની પછી તમામ જે સ્ત્રી છે તે પરસ્ત્રી છે તેવી જ રીતે સ્ત્રીઓને પોતાના પરણ્યા પતિ સિવાયના પુરૂષો તે પરપુરૂષ છે અને જે હજુ પરણ્યા નથી તેવા પુરૂષને તમામ સ્ત્રીઓ પરસ્ત્રી છે તેની સાથે વિચરીત આચરણ ન કરવુ.

વ્હાલા ભક્તો અત્યારના રજોગુણી વાતાવરણમાં કામથી બચવુ બહુજ મુશ્કેલ છે કેમ કે તેણે મોટા મોટા શિવ, બ્રહ્મા જેવાની પણ લાજ લીધી છે તો પછી આપણુ શું ? એવુ દરેક મુમુક્ષુના મનમાં થાય પણ મૂંઝાવાની કાંઈ જરૂર નથી. સિંહ ગમે તેટલો બળીયો હોય પરંતુ તેને પાંજરામાં પૂરી દેવામાં આવે તો તે પરવશ થઈ જાય છે પછી તેને માણસોને મારવાની ઈચ્છા હોય તો પણ તે મારી શકતો નથી તેમ નિયમ રૂપી પાંજરામાં રહેવાથી કામ નામનો શત્રુ કાંઈ

કરી શકતો નથી માટે શ્રીજી મહારાજે શિક્ષાપત્રીમાં બતાવેલા નિયમો પાળવાથી કામરૂપી શત્રુ ઉપર વિજય મેળવી શકાય છે.

આ સિવાય કામ ઉદય થયાના કેટલાક કારણો છે તે જોઈએ (૧) આહારમાં અવિવેક-ગમે તેવુ ખાવુ અને ગમે તેના હાથનુ બનાવેલુ જમવુ (૨) કુસંગીનો સંગ (૩) ખરાબ પુસ્તકોનુ વાંચન (૪) સ્ત્રીઓ સાથે હાસ્ય વિનોદ (૫) ટી.વી. સિનેમા જોવા (૬) ગમે તે પ્રકારનુ વ્યસન (૭) રજોગુણી વર્તન (૮) આંખની ચંચળતા

વ્હાલા ભક્તો આ જે નિયમો કહ્યા છે તેને ખબરદાર થઈને શૂરવીર થઈને પાળવા કેમ જે આપણા ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણને બ્રહ્મચર્ય અતિશય વ્હાલુ છે અને જે કોઈ બ્રહ્મચર્ય પાળે છે તેના ઉપર મહારાજનો અતિશય રાજીપો થાય છે અને બ્રહ્મચર્ય જેવુ કોઈ મોટુ વ્રત નથી તેના જેવો કોઈ મોટો ધર્મ નથી માટે શૂરવીર થઈને પોત પોતાના આશ્રમમાં રહીને શુધ્ધ બ્રહ્મચર્ય પાળવુ. ભક્તો પ્રથમ આંખ બગડે છે પછી મન બગડે છે પછી જીવન બગડે છે અને અંતે મોક્ષ બગડી જાય છે માટે વિચાર કરવો.

**★ વ્હાલા ભક્તો વ્યભિચાર કરનારને કેવા દંડ ભોગવવા પડે છે તે જોઈએ :**

(૧) જે સ્ત્રી અને પુરૂષો વ્યભિચાર કરે છે તેને યમપુરીમાં યમદુતો અગ્નિથી તપાવેલા લોઢાના સ્તંભ સાથે એકની હજાર ગણી બાથ ભરાવે છે.

(૨) મહાભારતમાં વ્યાસ ભગવાન કહે છે કે જે પુરૂષો પરસ્ત્રી સાથે વ્યભિચાર કરે છે તે પુરૂષો જેની સાથે વ્યભિચાર કરે છે તે સ્ત્રીના શરીરમાં જેટલા રૂવાડા હોય છે એટલા વર્ષ (સાડા ત્રણ કરોડ)ને હજારે ગુણીને તેટલા વર્ષ સુધી નરકમાં પડે છે.

(૩) વ્યાસ ભગવાન કહે છે જે મૂઢ બુધ્ધિવાળો પુરૂષ પરસ્ત્રી સામુ કુદષ્ટિથી જુએ છે તે બીજા જન્મે જન્મથી જ આંધળા જન્મે છે એવી રીતે સ્ત્રી પણ પરપુરૂષ સામુ કુદષ્ટિથી જુએ છે તે પણ જન્મથી આંધળી જન્મે છે.

(૪) વ્યાસ ભગવાન કહે છે જે પુરૂષ કામભાવથી સ્ત્રીના પહેરેલા વસ્ત્રના છેડાનો સ્પર્શ કરે તો તે વસ્ત્રના જેટલા તાર હોય તેને સો ગણા કરીએ તેટલા વર્ષ સુધી તે નરાધમ પુરૂષ દેહ મુક્યા પછી નરકમાં વાસ કરે છે.

(૫) **સ્વામિનારાયણ ભગવાન પ્ર.પ્ર.ના ૭૨ના વચનામૃતમાં કહે છે કે** પોતાની સ્ત્રી હોય ને વ્રત ઉપવાસને દિવસે પોતાનો સંગ કરવા ન ઈચ્છતી હોય તેની સંગાથે વ્યભિચાર કરે તો તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે, માટે આપણે વિચારવુ.

**(૫) વટલવુ નહિ ને વટલાવુ નહિ :-**

વ્હાલા ભક્તો વટલવાનો સીધો સાદો અર્થ જોઈએ તો જે વર્ણનુ ભોજન આપણે સ્વીકારતા નથી એટલે કે જેની સાથે રોટી વ્યવહાર (ભાણા વ્યવહાર નથી) તે વર્ણનુ ભોજન ગ્રહણ કરવામાં આવે ત્યારે માણસ વટલાઈ ગયો કહેવાય તેમજ જે વર્ણ સાથે બેટી વ્યવહાર એટલે કે દિકરી લેવાનો કે દિકરી આપવાનો વ્યવહાર નથી તેની સાથે બેટી વ્યવહાર કરવામાં આવે ત્યારે તે માણસ વટલી ગયો કહેવાય.

આમ રોટી-બેટીનો વ્યવહાર વર્ણાશ્રમ ધર્મ ઉપર નિર્ભર છે માટે જેને આત્યંતિક કલ્યાણ કરવુ હોય અને આ લોક અને પરલોકમાં સુખી થવુ હોય તેણે આ વર્તમાન સમજી વિચારીને અવશ્ય પાળવુ જોઈએ.

**★ નિત્ય પૂજાના વિધાનો**

**★ પૂજા શુ છે ? અને શા માટે છે ?**

પ્રભુ પ્રત્યેની શ્રધ્ધા અને વિશ્વાસનું પ્રતિક એટલે પૂજા, ભગવાન પ્રત્યે ભક્તિભાવ, સમર્પણભાવ અને આદરભાવ પ્રગટ કરવા તથા શ્રી હરિનું સામીપ્ય અનુભવવા માટે પૂજા છે.

**★ મૂર્તિ શુ કામ ?**

આજનું મનોવિજ્ઞાન કહે છે કે દરેક ચિત્રોમાંથી જેમ પુષ્પમાંથી સુગંધ પ્રસરે તેમ તેની પ્રતિભા પ્રસરે. ઘરમાં કોઈ ક્રિકેટરના ફોટાઓ હોય તો તેને વારંવાર જોવાથી માનસપટમાં તેની અસર થાય છે ને તેવા બનવાની પ્રેરણા મળે છે, તેમજ સ્ત્રી આદિકના ખરાબ ચિત્રો હોય તો ખરાબ ભાવના ઉત્પન્ન થાય છે તેમજ ભગવાન કે મોટા પુરૂષની મૂર્તિમાંથી દિવ્યજીવન અને ધ્યેય પ્રાપ્ત કરવાની પ્રેરણા પ્રગટે છે. પ્રેમ, આદરભાવ, આત્મીયતા, પરોપકાર, શુરવીરતા, અડગ શ્રધ્ધા જેવા સદ્‌ગુણોનું ઉદ્‌ગમસ્થાન એટલે મૂર્તિ, મૂર્તિ દ્વારા જ સંસ્કાર અને સંસ્કૃતિ જળવાઈ રહે છે. મહાભારતનો એકલવ્ય મૂર્તિપૂજાનુ અજોડ પ્રતિક છે. માટે જીવનમાં સદ્‌ગુણો મેળવવા અને સરળતાથી ધ્યેય સિધ્ધ કરવા મૂર્તિ આવશ્યક છે.

**★ ઈષ્ટદેવની કે પરમેશ્વરની મૂર્તિની પૂજા શા માટે ?**

દેશના નેતા ગાંધીજી કે વલ્લભભાઈ પટેલની પ્રતિમામાંથી મનુષ્યના મનમાં દેશપ્રેમ, રાષ્ટ્રીય ભાવના, સત્ય, અહિંસા જેવા સદ્‌ગુણો જાગૃત થાય છે. શહીદોના સ્મારકો શૂરવીરતાની પ્રેરણા આપે છે. સામાન્ય લોકનેતાની મૂર્તિમાંથી પણ પ્રેરણા મળતી હોય તો ભગવાનના તો આપણા ઉપર અગણિત ઉપકારો છે. એ જ આપણા આધાર, પ્રેરક, પ્રકાશક, નિયંતા, માલિક

અને સર્વસ્વ છે. પ્રભુના આ ઉપકારોનુ અને ગુણોનુ સતત અનુસંધાન રહે તો આપણું જીવન નમ્ર, સરળ અને શાંતિમય બંને વળી શ્રીહરિના દયા, સ્નેહ, પવિત્રતા, સત્ય, અહિંસા, પરોપકાર જેવા સદ્‌ગુણો આપણામાં આવે અને તેના ઉપકારોને ભૂલી અભિમાની ન બની જઈએ માટે મૂર્તિપૂજા અતિ જરૂરી છે.

**★ નિત્યપૂજા શુ છે ? અને શા માટે છે ?**

નિત્ય પ્રત્યે દરરોજ કરવામાં આવતી ભગવાનની પૂજાને નિત્યપૂજા કહેવામાં આવે છે. ભગવાનનો નિત્ય મેળાપ રહે, ભાવથી ભેટાય અને વ્યક્તિગત સામીપ્ય અનુભવાય તે માટે નિત્યપૂજા જરૂરી છે. જેમ કોડિયુ, તેલ, વાટ હોય તો ક્યારેક જ્યોત્ પ્રગટે એમ નિત્ય પૂજાવિધિ હોય તો ક્યારેક પ્રભુ પ્રગટે.

**★ વહેલા પૂજા શા માટે ?**

તો બ્રાહ્મમુહૂર્તની નિદ્રા પુણ્યનો નાશ કરનારી છે તે સમયે ભગવાન કે મોટા સંતો-ભક્તોને યાદ કરીએ તો તેમની જેમ આપણા અંતરમાં પણ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ જેવા ગુણો તથા દયા, પ્રેમ, ઉદારતા જેવા ગુણોથી હૈયુ પ્રેમભીનુ બને, અંતરમાં શાંતિ પથરાય અને આખો દિવસ ભક્તિમય, આનંદમય બંને અને અયોગ્ય કાર્યથી દૂર રહેવાય માટે પ્રાતઃકાળે પ્રભુપૂજા આવશ્યક છે. બીજુ આપણા ઈષ્ટદેવની આજ્ઞા છે એટલે.

**★ આચમન વિધિ :**

**આચમન એટલે શુ છે ?** આચમન દેહ અને આત્માને શુધ્ધ પવિત્ર કરવાની એક પ્રકારની વિધિ છે.

**આચમન કેવી રીતે કરવુ ? કેટલીવાર કરવુ ?** પ્રથમ શુધ્ધ જળનો ભરેલો એક નાનો ગ્લાસ તથા ચમચી રાખવી પછી જમણા હાથનો અંગુઠો મધ્યમાં (વચ્ચેની) આંગળીના મધ્ય પર્વ ઉપર રાખીને પછી જમણા હાથની હથેળીમાં મગનો દાણો બુડે એટલુ જળ લઈને ડાબો હાથ જમણી હથેળીને તળે અટકાવીને તિલક ચાંદલો કર્યા પહેલા મહારાજને સંભારીને ત્રણ વખત આચમન કરવુ પછી તિલક ચાંદલો કરીને ફરી વાર આવી જ રીતે ત્રણવાર આચમન કરવુ.

**★ તિલક ચાંદલો...**

**તિલક ચાંદલો શુ છે ?...**તો ભગવાનની પ્રાપ્તિનુ સૌભાગ્યનુ ચિન્હ છે તથા ભગવાનને સમર્પિત થયાનુ ચિન્હ છે અને તિલક એ ભગવાનના ચરણારવિંદનું પ્રતિક છે. અને ચાંદલોએ લક્ષ્મીજી (ભક્ત)નુ પ્રતિક છે.

**તિલક ચાંદલો શુ કામ કરવો ?...**તો તિલક ચાંદલો કરવાથી હુ ભગવાનનો દાસ છુ. તેનુ સતત અનુસંધાન રહે છે. અને ખોટુ કામ કરતા આપણને શરમ આવે અને આપણે બગડતા બચીએ બીજુ શ્રીજી મહારાજની આજ્ઞા છે. એટલે એમને રાજી કરવા આપણે તિલક ચાંદલો અવશ્ય કરવો જોઈએ.

**તિલક ચાંદલો ક્યાં ક્યાં કરવો અને શું શું ભાવનાઓ કરવી ?**

પ્રથમ લલાટ (કપાળ)માં તિલક ચાંદલો કરતી વખતે એવી ભાવના કરવી કે હે મહારાજ હુ મારી આ બુધ્ધિ આપના ચરણાર્વિંદમાં સમર્પણ કરૂ છુ પછી હૃદયને વિષે તિલક-ચાંદલો કરતી વખતે એવી ભાવના કરવી કે હે મહારાજ હું મારા હૃદયનો ભાવ એટલે આત્મા આપના ચરણાર્વિંદમાં સમર્પણ કરૂ છું. બન્ને હાથને વિષે તિલક-ચાંદલો કરતી વખતે એવી ભાવના કરવી કે હે મહારાજ હુ મારો આ બધો કર્મયોગ આપના ચરણાર્વિંદમાં સમર્પણ કરૂ છું.

**★ શિખા (ચોટલી)**

**શિખા રાખવાનુ શુ કારણ ?**

તો વૈજ્ઞાનિક આધાર પ્રમાણે શિખાની જગ્યાએ બ્રહ્મરન્ધ્ર આવેલુ છે. આ મર્મસ્થળ પર જરા પણ ક્ષતિ પહોંચે એટલે તરત મનુષ્યનુ મૃત્યુ થઈ જાય છે. તેમની રક્ષા માટે શિખા રાખવાનુ વિધાન છે. આધ્યાત્મિક દષ્ટિએ જોઈએ તો શિખા એક પ્રકારે ભગવાનનો સંપર્ક સ્થાપિત કરવામાં એન્ટેનાનુ કામ કરે છે. શિખાને ગાંઠ વાળવાથી ઉપાર્જન થયેલી આધ્યાત્મિક શક્તિ નાશ ન થાય એટલે તે દ્વાર બંધ કરવામાં આવે છે. પૂજામાં પ્રથમ આચમન કરીને શિખાની ગાંઠ વાળવાની હોય છે. અને જ્યારે ગાંઠ વાળીએ ત્યારે એમ બોલવું જે **''હે શિખા તુ બ્રહ્મ તેજ વધારનારી થા''** બીજુ કે આપણા ઈષ્ટદેવની આજ્ઞા છે એટલા માટે આપણે શિખા અવશ્ય રાખવી.

**★ માનસી પૂજા**

**માનસી પૂજા એટલે શું ?**

તો મન દ્વારા થતી પ્રભુની પૂજા એટલે માનસી પૂજા. અંતર મંદિરમાં બિરાજમાન પ્રભુને પ્યાર કરવાની સુંદર તક એટલે ભગવાનની માનસી પૂજા.

**માનસી પૂજા કરવાથી શુ ફળ થાય ?**

તો મનની એકાગ્રતા અને સ્થિરતા વધે ચિત્તમાં શાંતિ થાય છે અને ભગવાનમાં હેત વધે છે અને ભગવાનુ સામીપ્યપણુ અનુભવાય છે અને જો (સારંગ-૩) વચનામૃત પ્રમાણે રોમાંચિત્ ગાત્ર થઈને ગદ્ગદ્ ભાવે કરીને પોતાને આકારે રહિત માનીને પ્રતિલોમ વૃત્તિએ સન્મુખ રહીને માનસી પૂજા કરવામાં આવે તો અબજો રૂપિયા ખર્ચીને મહારાજોપચારથી પ્રત્યક્ષ પૂજા જો શુષ્ક મને કરવામાં આવે તો એ કરતા આવી. માનસી પૂજાનુ ફળ અતિ અધિક છે કારણ કે તેને ભગવાનના મહાસુખનો અનુભવ થતો જાય છે.

**માનસી પૂજા કેટલીવાર કરવી ?**

તો આપણા સંપ્રદાયના નિયમ પ્રમાણે પાંચ વખત માનસી પૂજા કરવાની હોય છે.

(૧) સવારમાં પૂજામાં (૨) બપોરે જમતા પહેલા (૩) ત્રણ વાગ્યે ઠાકોરજી ઉત્થાપન સમયે (૪) સાંજે જમતા પહેલા (૫) રાત્રીએ સુતા પહેલા

**માનસી પૂજા કેવી રીતે કરવી ?**

તો પ્રથમ સ્વસ્તિક આસને એટલે સાદી પલાઠીવાળી ટટ્ટાર (ઓળીંભે) બેસી બે હાથ ખોળામાં ઉપરા-ઉપર રાખી નેત્રો મીંચી પ્રતિલોમવૃત્તિએ આ દેહમાં રહેલો અતિ તેજોમય એવો જે પોતાનો આત્મા તેને માયા અને માયાના કાર્યથી જુદો માની અક્ષર સાથે એકતા કરવી અર્થાત્ હુ જ અક્ષર છુ એવી ભાવના કરવી તો એ અક્ષરધામ કેવુ છે ? તો (પ્રપના-૧૨)માં વચનામૃતમાં કહ્યું છે તથા ઓરડાના પદમાં કહ્યું છે કે **''શિતળ શાંત છે રે તેજની ઉપમાં નવ દેવાય''** તથા (લોયાના-૧૨)માં વચનામૃતમાં કહ્યું છે કે અષ્ટાવરણે યુક્ત એવા જે કોટિ કોટિ બ્રહ્માંડ અક્ષરને વિષે અણુની પેઠે જણાય છે એવુ જે પુરૂષોત્તમ નારાયનું ધામરૂપ જે અક્ષર તે રૂપે રહ્યો થકો પુરૂષોત્તમની ઉપાસના કરે માટે મહારાજની આજ્ઞા અનુસાર પોતાને અક્ષર માનવુ પછી પોતાને શ્રીજી મહારાજની જે મૂર્તિ અતિશય ગમતી હોય તેને વિષે એમ ભાવના કરવી જે એ મૂર્તિમાંથી જ કોટિ કોટિ સૂર્ય-ચંદ્રના જેવો શીતળ શાંત તેજનો સમૂહ નીકળી રહ્યો છે અને કોટિ કામદેવને લજ્જા પમાડે એવા એ ભગવાન રૂપાળા છે અને મહાસુખમય એ મૂર્તિ છે જેના સુખની આગળ અનંત અક્ષરનુ સુખ તથા અનંત મુક્તોનુ સુખ તથા અનંત ધામોના સુખ તથા અનંતકોટિ બ્રહ્માંડોના વિષય સુખ તેને ભેળા કરીએ તો પણ જેના એક રોમના કોટિમાં ભાગની બરોબર થાય નહિ એવા મહાતેજોમય સુખરૂપ શ્રીજી મહારાજને જાણીને મુમુક્ષુએ અતિ હેતે કરીને રોમાંચિત ગાત્ર થઈને ગદ્ગદ્ ભાવે કરીને મહામોટો લાભ માનીને માનસી પૂજા અવશ્ય કરવી જોઈએ.

## સવારની માનસી પૂજા

પ્રથમ પ્રતિલોમ વૃત્તિએ આકારેરહિત થઈને સન્મુખ રહીને અક્ષરધામરૂપ પોતાના આત્માને વિષે પ્રેમરૂપી પલંગ અથવા દિવ્ય તેજોમય મહેલમાં, હિરા માણેક નંગ જડીત છપર પલંગમાં શ્રીજી મહારાજને સાંજે પોઢાડેલા છે. તેમને સ્તુતિ, પ્રાર્થના, દંડવત્ કરીને જગાડવા પછી મહારાજ આળસ મરડીને બેઠા થયા. અનંતકોટી મુક્તો મહારાજના દર્શન કરે છે. મહારાજની મૂર્તિમાંથી તેજ તેજના કિરણો છુટે છે એમ ભાવના કરવી પછી મહારાજને હિરા, માણેક, નંગ જડીત દિવ્ય સુવર્ણના સોફા ઉપર બિરાજમાન કરવા પછી મહારાજને મુખશુદ્ધિ માટે દિવ્ય કોમળ સુગંધીમાન દાતણ આપવું. મહારાજ દાતણ કરે છે, મહારાજની મૂર્તિમાંથી તેજ તેજની કિરણો છુટે છે. અનંત કોટી મુક્તો મહારાજના દર્શન કરે છે એમ ભાવના કરવી. પછી મહારાજને દાતણ કરી લીધા પછી સુગંધીમાન દિવ્યજળથી મુખશુદ્ધિ કરાવવી, પછી મહારાજને દિવ્ય નંગ જડિત સુવર્ણના બાજોઠ ઉપર વિરાજમાન કરી દિવ્ય સુગંધિમાન ઘણા જળથી સ્નાન કરાવું છું મહારાજની મૂર્તિમાથી તેજ તેજની કિરણો છુટે છે. અનંત કોટી મુક્તો મહારાજના દર્શન કરે છે એમ ભાવના કરવી. એવી રીતે સ્નાન કરાવીને પછી કોમળ રૂમાલથી મહારાજના શરીરને લુછવું પછી મહારાજને દિવ્ય શ્વેત ધોતી પહેરાવવીને શ્વેત ખેસ ઓઢવા આપવો, પછી મહારાજને દિવ્ય સુવર્ણના બાજોઠ ઉપર વિરાજમાન કરી આગળ બીજા સુવર્ણના બાજોઠ ઉપર સુવર્ણના થાળમાં પોતાને મનગમતા દિવ્ય ભોજનો પીરસીને જમાડવા. જે હું મહારાજને આગ્રહ કરી કરીને જમાડુ છુ મહારાજ મંદ મંદ હસતા હસતા દિવ્ય ભોજનો જમે છે. અનંત કોટી મુક્તો મહારાજના દર્શન કરે છે એમ ભાવના કરવી. પછી મહારાજને દિવ્ય જળપાન કરાવી પાનબીડું અથવા મુખવાસ આપવો પછી મહારાજને મળવું, એકવાર મળવું, બે વાર મળવું જેટલું હેત થાય તેટલી વાર મળવું અને જ્યારે મળવું ત્યારે મહારાજની મૂર્તિમાંથી શિતળ શાંત તેજ તેજના બંબ છુટે છે, તરેહ તરેહની ખુશબો છુટે છે ને સુખ-સુખના ધોધ વહે છે એવી મહારાજની મૂર્તિમાં હું રસબસ થઈ ગયો, મને મહારાજની મૂર્તિમાંથી એટલું બધુ સુખ આવે છે કે એ સુખનું વર્ણન કરવા કોઈ સમર્થ નથી એમ મહારાજનું દિવ્ય સુખ ભોગવવું. પછી મહારાજને મનગમતા વસ્ત્ર અલંકારો ધરાવવા, દિવ્ય સુગંધીમાન પુષ્પના અલંકારો ધરાવવા, ભાલમાં કુમકુમનો ચાંદલો

કરી કેસર ચંદનની અર્ચા કરવી પછી મહારાજને દિવ્ય સિંહાસન ઉપર વિરાજમાન કરી મહા આરતી ઉતારવી. જે હું મહારાજની આરતી ઉતારૂ છું. મહારાજની મૂર્તિમાંથી જળળળ જળળળ તેજના કિરણો છુટે છે. અનંતકોટી મુક્તો મહારાજના દર્શન કરે છે એમ ભાવના કરવી પછી સ્તુતિ પ્રાર્થના દંડવત્ કરી મહારાજની સેવામાં ઉભા રહેવું, મહારાજ અનંતકોટી મુક્તોને વચનામૃતનું રસપાન કરાવે છે એમ ભાવના કરી માનસીપૂજા પૂર્ણ કરવી.

## બપોરની માનસી પૂજા

પ્રથમની જેમ ભાવના કરી અક્ષરધામરૂપ પોતાના આત્માને વિષે દિવ્ય સિંહાસન ઉપર શ્રીજી મહારાજ વિરાજમાન છે. અનંતકોટી મુક્તોને વચનામૃતનું પાન કરાવે છે. હું મહારાજને દિવ્ય વિંજણો લઈ પવન નાંખુ છું એમ ભાવના કરી પછી મહારાજને બપોરનો સમય થયો જાણી બે હાથ જોડી પ્રાર્થના કરવી હે મહારાજ ! ભોજનનો સમય થયો છે. રસોઈ તૈયાર છે. આપ મુક્તો સાથે જમવા પધારો ત્યારે મહારાજ દિવ્ય મુક્તો સાથે મારો હાથ ઝાલીને મંદ મંદ હસતા રમુજ કરતા ચટકતી ચાલે અક્ષરધામની દિવ્ય તેજોમય ભુમિમાં ચાલતા મહારાજ જમવા પધારે છે. મહારાજના દર્શન સારૂ અનંતકોટી મુક્તો બન્ને બાજુ હાથ જોડીને ઉભા છે એમ ભાવના કરવી પછી મહારાજને દિવ્ય મહેલમાં પધરાવી દિવ્ય વસ્ત્ર - અલંકારો ઉતારી, સુગંધીમાન જળથી હાથ - પગ ધોવરાવી રૂમાલથી લુછીને દિવ્ય શ્વેત ધોતીને શ્વેત ખેસ પહેરાવવો. પછી મહારાજને દિવ્ય નંગ જડીત બાજોઠ ઉપર વિરાજમાન કરવા. આગળ બીજા બાજોઠ ઉપર સોનાના થાળમાં મનગમતા ભોજનો પીરસીને જમાડવા. જે હું મહારાજને આગ્રહ કરીને જમાડું છું. મહારાજ મંદ મંદ હસતા હસતા જમે છે. અનંતકોટી મુક્તો મહારાજના દર્શન કરે છે એમ ભાવના કરવી. પછી મહારાજને જળપાન કરાવીને પાનબીડુ આપીને સિંહાસન ઉપર વિરાજમાન કરી પ્રથમની જેમ રાજભોગ આરતી, સ્તુતિ, પ્રાર્થના કરી મહારાજને મળવુ પછી પ્રસાદીના ભોજનથી મુક્તોને જમાડવા ને મહારાજે મને પણ પ્રસાદ આપ્યો એમ ભાવના કરવી. પછી મહારાજને દિવ્ય જળપાન કરાવી દિવ્ય હિંડોળાખાટ ઉપર પોઢાડવા. મહારાજ પોઢયા છે હું મહારાજની પગચંપી કરૂ છું એમ ભાવના કરવી.

## ઉત્થાનની માનસી પૂજા

પ્રથમની જેમ ભાવના કરી અક્ષરધામરૂપી પોતાના આત્મામાં દિવ્ય હિંડોળા ખાટ ઉપર શ્રીજી મહારાજ પોઢેલા છે. હું મહારાજની પગચંપી કરૂ છું. પછી બપોરના સાડા ત્રણ-ચાર સમય થયો જાણી મહારાજને સ્તુતિ કરીને જગાડવા. પછી મહારાજને મુખશુદ્ધિ માટે દિવ્ય સુગંધીમાન દિવ્ય જળ આપવું. પછી મહારાજનું મુખારવિંદ કોમળ રૂમાલથી લુછવું. પછી મહારાજને દિવ્ય નંગ જડિત સુવર્ણના સોફા ઉપર વિરાજમાન કરી દિવ્ય સુગંધિમાન મનગમતો મેવો જમાડવો. પછી મહારાજને દિવ્ય મુક્તો સાથે નદી અથવા તળાવમાં જળક્રિડા કરવા લઈ જવા. નદી તળાવના આરા, પગથીયા, પાણી , રેતી આદિકને દિવ્ય તેજસ્વી અને પ્રકાશમાન ધારવા. પછી મહારાજને હું દિવ્ય પત્થર ઉપર બેસારી દિવ્ય જળથી સ્નાન કરાવું છું. અનંતકોટી મુક્તો ચારે કોર ઉભા રહીને દર્શન કરે છે. મહારાજની મૂર્તિમાંથી દિવ્ય તેજની કરિણો છુટે છે એમ ધારવું. પછી મહારાજ અને મુક્તો સાથે જળક્રિડા કરવી. એવી રીતે જળક્રિડા કરીને પછી મહારાજને દિવ્ય મનગમતા વસ્ત્રો ધારણ કરાવી દિવ્ય બગીચામાં અથવા દિવ્ય મહેલમાં દિવ્ય હિંડોળા ખાટ ઉપર વિરાજમાન કરવા. પછી મહારાજને સુગંધીમાન દિવ્ય જળ પાવું. પછી મહારાજને સુગંધીમાન પુષ્પના અલંકારો ધરાવી પ્રથમની જેમ મહારાજને મળવું. પછી મહારાજ દિવ્ય હિંડોળા ખાટે બેઠા બેઠા અનંત કોટી દિવ્ય મુક્તોને વચનામૃતનું પાન કરાવે છે. હું મહારાજને અતિ પ્રેમથી ઝુલાવું છું એમ ભાવના કરવી.

## સંધ્યાની માનસી પૂજા

પ્રથમની જેમ ભાવના કરી અક્ષરધામરૂપી પોતાના આત્મામાં દિવ્ય હિંડોળાખાટ ઉપર મહારાજ વિરાજમાન છે હું મહારાજને પ્રેમથી ઝુલાવું છું. આગળ અનંતકોટી દિવ્ય મુક્તોની સભા ભરાઈને બેઠી છે. મહારાજ વચનામૃતનું પાન કરાવે છે એમ ભાવના કરવી. પછી સંધ્યા સમય થયો જાણી મહારાજની આરતી ઉતારવી. જે હુ મહારાજની આરતી ઉતારૂ છું અનંત કોટી મહારાજના દર્શન કરે છે. મહારાજની મૂર્તિમાંથી તેજ તેજની કિરણો છુટે છે. આવી રીતે ભાવના કરવી પછી સ્તુતિ દંડવત્ પ્રદક્ષિણા કરી મહારાજને બે હાથ જોડીને પ્રાર્થના કરવી હે મહારાજ ! જમવાનો સમય થયો છે. આપ જમવા પધારો, પછી મહારાજ મુક્તો સાથે મારો હાથ ઝાલી

મારી સાથે રમુજ કરતા કરતા દિવ્ય મહેલમાં જમવા પધારે છે. અનંત કોટી મુક્તો મહારાજના દર્શન કરે છે એમ ભાવના કરવી. પછી મહારાજના સર્વે વસ્ત્ર અલંકારો ઉતારી, દિવ્ય શ્વેત ધોતીને ખેસ પહેરાવવો પછી મહારાજને દિવ્ય સુવર્ણના બાજોઠ ઉપર વિરાજમાન કરી સામે બીજા બાજોઠ ઉપર સોનાના થાળમાં મનગમતા દિવ્ય ભોજનો પીરસી જમાડવા. પ્રથમની જેમ ભાવના કરી દિવ્ય જળપાન કરાવી મુખવાસ અથવા પાનબીડું આપવું પછી પ્રસાદીએ કરીને મુક્તોને જમાડવા અને મહારાજને દિવ્ય સિંહાસન ઉપર વિરાજમાન કરવા. પછી મહારાજની આગળ પ્રેમાનંદસ્વામી, બ્રહ્માનંદસ્વામી, મુક્તાનંદસ્વામી આદિ ગવૈયા દિવ્ય મુક્તો વાજીંત્રો લઈને કિર્તનનું ગાન કરે છે. હું પણ એ દિવ્ય મુક્તો સાથે કિર્તન ગાઈ અથવા વાજીંત્ર વગાડીને મહારાજને રીઝવુ છુ અને મહારાજ પણ વાજીંત્રોના તાલ સાથે હાથના લટકા કરી સૌને દિવ્ય આનંદ આપે છે એમ ભાવના કરવી. પછી મહારાજ કિર્તન ભક્તિ બંધ કરાવી વચનામૃતનું પાન કરાવે છે ને હું વિંઝણો લઈને મહારાજને પવન નાંખુ છું એમ ભાવના કરવી.

## શયન વખતની માનસી પૂજા

પ્રથમની જેમ અક્ષરધામરૂપી પોતાના આત્મામાં દિવ્ય સિંહાસન પર શ્રીજી મહારાજ વિરાજમાન છે, આગળ અનંત કોટી દિવ્ય મુક્તોની સભા ભરાઈને બેઠી છે અને મહારાજ વચનામૃતનું પાન કરાવે છે. ને હું મહારાજને વિંજણો લઈ પવન નાંખુ છું એમ ભાવના કરવી. પછી શયનનો સમય થયો જાણી બે હાથ જોડીને મહારાજને પ્રાર્થના કરવી હે મહારાજ! શયનનો સમય થયો છે તો આપ મુક્તો સાથે શયન કરવા પધારો. ત્યારે મહારાજ મુક્તો સાથે મારો હાથ ઝાલીને રમુજ કરતા દિવ્ય મહેલમાં પધારે છે એમ ભાવના કરવી. પછી મહારાજને કાજુ, બદામ, પીસ્તા આદિ મસાલા નાંખેલું દિવ્ય દુધ પાવું. પછી મહારાજની આરતી ઉતારવી. જે હું મહારાજની આરતી ઉતારૂં છું અનંત કોટી મુક્તો મહારાજના દર્શન કરે છે. મહારાજની મૂર્તિમાંથી તેજ તેજની કિરણો છુટે છે એમ ભાવના કરવી પછી મહારાજની સ્તુતિ કરીને પ્રથમની જેમ મળવું, પછી મહારાજને જળપાન કરાવી અક્ષરધામરૂપી પોતાના આત્મામાં પ્રેમરૂપી પલંગ ઉપર અથવા સુંદર કોમળ મખમલનું ગાદલું, ગાલ મસુરીયું, ઓશિકુ, ઓછાડ આદિ દિવ્ય

સામગ્રી યુક્ત છપર પલંગ ઉપર પોઢાડવા. પછી હું મહારાજની પગચંપી કરી દિવ્ય સુખમાં નિમગ્ન છું. અનંત કોટી દિવ્ય મુક્તો મહારાજના ધ્યાનમાં નિમગ્ન છે એમ ભાવના કરી માનસી પૂજાની સમાપ્તિ કરવી.

**તા. ક. : આ સર્વે માનસી પૂજા ઋતુ અનુસાર, સમય અનુસાર કરવી.**

**★ માળા**

**માળા એટલે શુ ?**

માળા એક પવિત્ર વસ્તુ છે તેમા તુલસીની માળા પવિત્ર ગણાય છે. માળામાં ૧૦૮ મણકા હોય છે. જેના કારણે સાધકને અનુષ્ઠાન સંબંધી જપ-મંત્રની સંખ્યાનુ અનુસંધાન રહે.

**માળા અંગેનું વૈજ્ઞાનિક કારણ શુ છે ?**

અંગુઠો અને આંગળીના સંઘર્ષણથી એક વિલક્ષણ વિદ્યુત ઉત્પન્ન થાય છે. આ વીજળી ધમનીની તાર દ્વારા સીધી હૃદયચક્રને અસર કરે છે આમ તેમ ભટકતુ મન આના પરિણામે સ્થિર થાય છે.

**માળાનો જપ મધ્યમ આંગળીએથી જ શા માટે ?**

મધ્યમ આંગળીનો ધમનીના હૃત પ્રદેશ સાથે સીધો સંબંધ છે. હૃદય સ્થળમાં જ આત્માનો નિવાસ છે. આત્માનો માળા સાથે સીધો સંબંધ સ્થાપવા માટે માળાના મણકાને મધ્યમાં વચલી આંગળીની સહાયતાથી ફેરવવામાં આવે છે.

**માળામાં ૧૦૮ મણકા શા માટે ?**

માળાનો ક્રમ નક્ષત્રોની સંખ્યાના હિસાબથી રાખવામાં આવેલ છે. ભારતીય ઋષિઓએ કુલ ૨૭ નક્ષત્રોની શોધ કરી પ્રત્યેક નક્ષત્રને ચાર ચરણ હોય છે. (૨૭ X ૪ = ૧૦૮) તેથી એકંદરે ૧૦૮ની સંખ્યા નિશ્ચિત કરવામાં આવી છે. આ સંખ્યા પરમ ગણાય છે. આ પછી હિંદુ ધર્મના ધર્માચાર્યોના નામ ઉલ્લેખ કરતા શરૂમા '૧૦૮' ની સંખ્યા આદર આપવા મુકવામાં આવે છે.

**વ્હાલા ભક્તો ! માળાનો મહિમા** નામી સહિત નામ લેવાય તો અપરંપાર છે અને ગમે તેવા ભૂંડા ઘાટ માત્ર ટાળી નાખે છે અને અંતરમાં અપાર શાંતિ થાય છે. માટે સંતો કહે છે **''માળા ટાળે મન કેરા ચાળા''** માટે દરેક ભક્તોએ દરરોજ નિયમિત શ્રધ્ધા પ્રમાણે અવશ્ય માળા ફેરવવી જોઈએ જેથી મહારાજ અતિશય રાજી થાય છે.

★ **પ્રદક્ષિણા :-**

**પ્રદક્ષિણા એટલે શું ?**

તો જીવનની દરેક ક્ષણમાં અને દરેક કાર્યનાં કેન્દ્રમાં ભગવાનને જ પ્રધાન રાખવાનો નિર્દેશ કરતી ક્રિયા એટલે જ પ્રદક્ષિણા.

**પ્રદક્ષિણા જમણી બાજુ જ કેમ ?**

તો જમણી તરફની ગતિ ઉર્ધ્વગતિ છે તેમજ સત્ત્વગુણી મનુષ્યની ઉર્જા જમણી તરફ વહે છે તેથી ભગવાનની ઉર્જાનો તેને સંબંધ થાય છે. તેમજ પૃથ્વી, નક્ષત્રો, ગ્રહો, આદિક જે જે ફરે છે તે બધા જમણી તરફ જ ફરે છે માટે.

**પ્રદક્ષિણા શા માટે ?**

તો પ્રાચીનકાળમાં પોતાના પ્રિય નેતા પ્રત્યે આદરભાવ તથા પ્રેમભાવ વ્યક્ત કરવા લોકો તેની ફરતા ગોળ ગોળ ફરતા હતા. આપણા સર્વોત્તમ નેતા ભગવાન છે એ જ આપણા કેન્દ્રસ્થાને છે એવા ભગવાન મળ્યા તેનો આનંદ વ્યક્ત કરવા તથા આદરભાવ, પ્રેમભાવ, ભક્તિભાવ વ્યક્ત કરવા અને ઘણા ભક્તો શરીરને વ્યાયામ થાય તથા ભગવાનની ભક્તિ થાય. આમ બંને લાભ માનીને પ્રદક્ષિણા કરે છે. પરંતુ આપણને ભક્તિભાવ શીખવાડવા આપણા ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણ વડતાલના કમળાકાર મંદિરની એક મહિના સુધી નિત્ય ૨૦૦ પ્રદક્ષિણા ફરતા તેમજ ઘણા ભક્તો ભગવાનને રાજી કરવા ગોવર્ધનની, ગીરનારની, પીપળાની તુલસીની પ્રદક્ષિણાઓ ફરે છે માટે આપણે પણ ભગવાનને રાજી કરવા તથા લખ ચોરાશીના ફેરા ટાળવા દરરોજ નિયમથી પ્રદક્ષિણા ફરવી.

**પ્રદક્ષિણા કેમ કરવી ?**

તો ભગવાનની મૂર્તિના દર્શન નમસ્કાર કરી ભગવાનની મૂર્તિ સંભારતા મંત્ર જાપ કરતા અથવા ભગવાનને એમ પ્રાર્થના કરતા કરતા “હે મહારાજ ! હે દયાળુ ! મારા જીવનના દરેક કાર્યના કેન્દ્રમાં આપ જ રહેજો. હે પ્રાણ આધાર ! મારા દરેક શ્વાસો આપની પ્રસન્નતા માટે જ વહે હે મહારાજ ! એવી રીતે ફરીવાર દર્શન, નમસ્કાર કરી પ્રથમ કહ્યુ તેવી રીતે પ્રાર્થના જપ કરતા કરતા પ્રદક્ષિણાઓ કરવી. એવી રીતે પ્રદક્ષિણા કરવાથી જન્મોજન્મના પાપ બળીને ખાખ થઈ જાય અને જીવ અતિશય શુધ્ધ થઈ છે અને ભગવાનનો પરમાનંદ પ્રાપ્ત થાય છે માટે ભક્તોએ દરરોજ નિયમથી પ્રદક્ષિણા કરવી.

## ★ દંડવત્ પ્રણામ

**દંડવત્ પ્રણામ એટલે શું ?**

તો ભગવાનના ચરણોમાં દંડ, લાકડીની જેમ પૃથ્વી ઉપર શરીર પાથરી દેવું એજ દંડવત્ પ્રણામ ભગવાન અને સંત પાસે અત્યંત દાસભાવ પ્રગટ કરવા ભક્ત દંડવત્ પ્રણામ કરે છે.

**સાષ્ટાંગ દંડવત્ એટલે શું ?**

તો સ-અષ્ટ=સાષ્ટાંગ આઠ અંગે સહિત પ્રણામ કરવા તે

**આઠ અંગ કયા ?**

(૧) મસ્તક (૨) આંખ (૩) હાથ (૪) છાતી (૫) પગ (૬) ઘૂંટણ (૭) વાણી (૮) મન

આ આઠ અંગો વડે સ્તુતિ-પ્રાર્થના કરવી એને સાષ્ટાંગ દંડવત્ કહે છે. સાષ્ટાંગ પ્રણામ ફક્ત પુરૂષોએ કરવાના હોય છે, જ્યારે **સ્ત્રીઓએ પંચાંગ પ્રણામ** કરવાના હોય છે. **(૧) હાથ (૨) પગ (૩) મસ્તક (૪) વાણી (૫) મન** આ પાંચાંગ પ્રણામ છે. સાષ્ટાંગ દંડવત્ પ્રણામની રીતિ ફક્ત સ્વામિનારાયણ સંપ્રદાયમાં જ છે, એવુ નથી પૂર્વે બધા જ સંપ્રદાયમાં આ રીતિ હતી પરંતુ કાળે કરીને તે ઘસાઈ ગઈ છે જે શ્રીજીમહારાજે શાસ્ત્રો અનુસાર ફરીથી પ્રવર્તાવેલ છે.

**દંડવતનો શુ મહિમા ?**

તો શાસ્ત્રોમાં કહ્યું છે કે

**એકોડપિ કૃષ્ણસ્ય કૃતઃ પ્રણમો દશાશ્વમેધાવભૃથેન તુલ્યં ।**
**દશાશ્વમેઘી પુનરેતિ જન્મ કૃષ્ણ પ્રણામી ન પુનર્ભવાય ॥**

ભગવાન શ્રી હરિને (નિષ્કામભાવે) કરેલા એક દંડવત્ પ્રણામથી દસ અશ્વમેઘ યજ્ઞ જેટલુ ફળ મળે છે, એટલુ જ નહિ અશ્વમેઘ યજ્ઞ કરનારને કદાચ પુનર્જન્મ લેવો પડે પરંતુ શ્રી હરિને એક દંડવત્ કરવાથી પુનર્જન્મ લેવો પડતો નથી. દંડવત્ કરવાથી નિર્માનીભાવ કેળવાય છે, નવધા ભક્તિ માંહેલી એક ભક્તિની સાથે વ્યાયમ વડે શરીરની તંદુરસ્તી પણ જળવાય છે તે આ પ્રત્યક્ષ લાભ તો છે જ અને ભગવાન અતિશય રાજી થાય છે માટે થાય તેટલા દંડવત્ અવશ્ય કરવા જોઈએ.

★ **પ્રાર્થના :-**

**પ્રાર્થના એટલે શું ?**

પ્રાર્થના એ મનને સાફ કરવાની સાવરણી અને પીંછી છે, પ્રાર્થના એ હૃદયનું સ્નાન છે, પ્રાર્થના એ અહંને ઓગાળતો પ્રવાહ છે, પ્રાર્થના એ પ્રભુ સાથે અતરનુ જોડાણ છે, પ્રાર્થના એ પ્રભુ પામવાનો સેતુ છે, પ્રાર્થના એ સુખની ચાવી છે, પ્રાર્થના એ આત્માનો ખોરાક છે, પ્રાર્થના એ દોષો બાળવાનો જલદ તેજાબ છે, પ્રાર્થના એટલે સમર્પણભાવ, ભક્તિભાવ અને દાસભાવ સાથે ઊંચે ઉઠવાનો તલસાટ એટલે પ્રાર્થના.

**પ્રાર્થના કરવાથી શુ થાય ?**

તો જેવી આપણી પ્રાર્થના તેવી આપણને પ્રાપ્તિ થાય અને જો અંતરના આર્તનાદથી પ્રાર્થના કે પોકાર કરવામાં આવે તો તે જ ક્ષણે ભગવાન પ્રગટ થાય છે. જેમ દ્રોપદી, રૂક્ષમણી, જીવુબા અને ગજ વગેરેની પ્રાર્થનાથી ભગવાન તે જ ક્ષણે પ્રગટ થયા હતા, પ્રાર્થનાથી સરળતા અને નમ્રતા પ્રગટે છે. અહં શૂન્ય જીવન બને છે. આંતરિક દોષો દૂર થાય છે. અંતરમાં શાંતિ થાય છે. પ્રભુમાં પ્રેમ પ્રગટે છે અને અક્ષરધામનો આનંદ તથા સુખ-શાંતિ છતા દેહે મળે છે. માટે દિવસમાં ગમે ત્યારે ગમે તે સમયે અને ગમે તે સ્થાનમાં પ્રભુને નિરંતર પ્રાર્થના કરતા રહેવુ તેમા સુખ સુખ અને સુખ જ છે.

**પ્રાર્થના કેમ કરવી ?**

**તો મહારાજે (પ્રથમનું-૪૮)ના વચનામૃતમાં કહ્યું છે કે** જે ભગવાનનો ભક્ત હોયે તેને નિત્ય પ્રત્યે ભગવાનની પૂજા કરીને, સ્તુતિ કરીને ભગવાન પાસે એમ માગવું જે હે મહારાજ ! હે સ્વામિન્ ! હે કૃપાસિંધો ! હે શરણાગત પ્રતિપાલક ! કુસંગી થકી મારી રક્ષા કરજો, તે કુસંગી ચાર પ્રકારના છે. (૧) કુડાપંથી (૨) શક્તિપંથી (૩) શુષ્કવેદાંતિ (૪) નાસ્તિક એ ચાર પ્રકારના માણસનો કોઈ દિવસ સંગ થશો નહિ અને વળી એમ પ્રાર્થના કરવી જે હે મહારાજ ! કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, ઈર્ષા અને દેહાભિમાન એ આદિક જે અંતઃશત્રુ તે થકી રક્ષા કરજો અને નિત્ય તમારા ભકતોનો સમાગમ દેજો. એવી રીતે ભક્તોએ દરરોજ હૃદયના શુધ્ધભાવથી ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ કારણ કે અપણા ઈષ્ટદેવની આજ્ઞા છે એટલે તેમા લાભ લાભ અને લાભ જ છે. બીજી મહાપુરૂષોના સિધ્ધાંત પ્રમાણે આર્તનાદથી નિરંતર એમ પ્રાર્થના કરવી જે હે મહારાજ ! તમે એક મળો બીજુ બધુ ટળો. હે મહારાજ ! તમે એક મળો બીજુ બધુ ટળો.

★ **સાંપ્રદાયિક જ્ઞાન :**

(૧) શ્રી સ્વામિનારાયણ ભગવાનનુ પ્રાગટ્ય સંવત૧૮૩૭, ચૈત્ર સુદી નવમી, રાત્રે ૧૦-૧૦ ઘડીએ તા. ૩-૪-૧૭૮૧, સોમવાર,અયોધ્યા પાસેના છપૈયા ગામમાં થયો હતો.

(૨) ભગવાનના પિતાનુ નામ ધર્મદેવ હતુ.

(૩) ભગવાનના માતાનુ નામ ભક્તિમાતા હતુ.

(૪) ભગવાનની જ્ઞાતિ સરવરીયા બ્રાહ્મણ હતી.

(૫) ભગવાનની અટક પાંડે હતી.

(૬) ભગવાનુ ગૌત્ર સાવરણી, શાખા કૌથમી, વેદ સામવેદ હતો.

(૭) ભગવાનન ત્રણ પ્રવર (૧) ભાર્ગવ (૨) વૈતવ્ય (૩) સાવેતસ

(૮) ભગવાનના કુલ નામો :-

(૧) ઘનશ્યામ (૨) હરિ (૩) કૃષ્ણ (૪) હરિકૃષ્ણ (૫) નિલકંઠવર્ણી (૬) સરજુદાસ (૭) સહજાનંદ સ્વામી (૮) નારાયણમુનિ (૯) શ્રીજીમહારાજ (૧૦) સ્વામિનારાયણ (૧૧) ન્યાલકરણ

(૯) ભગવાનના ભાઈઓના નામ

(૧) મોટા રામપ્રતાપભાઈ અને (૨) નાના ઈચ્છારામભાઈ

(૧૦) ભગવાનના મામાના નામ

(૧) વશરામમામા (૨) સુબુધ્ધમામા અને (૩) ઘેલામામા

(૧૧) ભગવાનના માસીના નામ

(૧) ચંદનમાસી (૨) વસંતામાસી

(૧૨) ભગવાનના બાલમિત્રોના નામ

(૧) મંછારામ (૨) વેણી (૩) માધવ (૪) પ્રાગ (૫) સુખનંદન અને (૬) અયોધ્યામાં દિનાસંગ અને ભૂવનાદીન હતા.

(૧૩) શ્રી સ્વામિનારાયણ ભગવાને વનવિચરણ દરમ્યાન સાડા બાર હજાર કિલોમીટરનો પ્રવાસ કર્યો તેમજ સાત દેશોમાં ફર્યા, ચૌદ રાજ્યોમાં અને એકસો પંચોતેર ગામમાં ફર્યા હતા.

(૧૪) શ્રી સ્વામિનારાયણ ભગવાને પોતે પોતાનું સ્વરૂપ શ્રી હરિકૃષ્ણ મહારાજને વડતાલમાં પધરાવ્યુ છે.

(૧૫) ભગવાનની પરાવાણી

(૧) શિક્ષાપત્રી (૨) વચનામૃત (૩) ચરિત્રોના ગ્રંથોમાં બોલેલા અમૃત વચનો.

(૧૬) આપણા આદિ આચાર્યો :

(૧) શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ અને (૨) શ્રી રઘુવીરજી મહારાજ હતા.

(૧૭) ભગવાને સૌથી મોટેરા સાધુ સદ્. શ્રી ગોપાળાનંદ સ્વામીને કર્યા હતા.

(૧૮) ભગવાને સત્સંગની માઁનુ બિરૂદ સદ્. શ્રી મુક્તાનંદ સ્વામીને આપ્યુ હતું.

## શ્રી હરિના જીવન પ્રસંગોની તિથિઓ

| સાલ | માસ તિથિ | વિગત |
|---|---|---|
| સં. ૧૮૩૭ | ચૈત્ર સુદ-૯ | શ્રી હરિનું પ્રાગટ્ય |
| સં. ૧૮૩૮ | અષાઢ વદ-૭ | નામકરણ સંસ્કાર |
| સં. ૧૮૩૮ | શ્રાવણ સુદ-૧૧ | ભૂમિ ઉપવેશન સંસ્કાર |
| સં. ૧૮૩૮ | આસો સુદ-૨ | અન્નપાશન સંસ્કાર |
| સં. ૧૮૩૮ | આસો સુદ-૧૦ | કર્ણવેધ સંસ્કાર |
| સં. ૧૮૩૯ | જેઠ સુદ-૫ | ચૌલ સંસ્કાર |
| સં. ૧૮૪૫ | મહા સુદ-૧૦ | યજ્ઞોપવિત સંસ્કાર |
| સં. ૧૮૪૯ | અષાઢ સુદ-૧૦ | ગૃહત્યાગ |
| સં. ૧૮૫૬ | શ્રાવણ સુદ-૧૧ | ગિરનાર આરોહણ |
| સં. ૧૮૫૬ | શ્રાવણ વદ-૬ | લોજ ગામે આગમન |

| | | |
|---|---|---|
| સં. ૧૮૬૫ | જેઠ વદ-૧૨ | રામાનંદ સ્વામીનો મેળાપ |
| સં. ૧૮૫૭ | કારતક સુદ-૧૧ | દીક્ષાગ્રહણ - પીપલાણા |
| સં. ૧૮૫૮ | કારતક સુદ-૧૨ | ધર્મધૂરા સ્વીકારી - જેતપુર |
| સં. ૧૮૫૮ | માગશર વદ-૧૧ | સ્વામિનારાયણ મહામંત્ર પ્રાગટ્ય - ફરેણી |
| સં. ૧૮૬૧ | મહા સુદ-૧૧ | ગઢપુર પ્રથમાગમન |
| સં. ૧૮૬૫ | પોષ સુદ-૧૫ | ડભાણમાં યજ્ઞ કર્યો |
| સં. ૧૮૭૬ | માગશર સુદ-૪ | વચનામૃત જયંતિ |
| સં. ૧૮૭૬ | પોષ સુદ-૪ | જેતલપુરમાં યજ્ઞ કર્યો |
| સં. ૧૮૮૨ | કારતક સુદ-૧૧ | આચાર્યોની સ્થાપના કરી |
| સં. ૧૮૮૨ | મહા સુદ-૫ | શિક્ષાપત્રી જયંતિ |
| સં. ૧૮૮૬ | જેઠ સુદ-૧૦ | સ્વધામગમન |

**શ્રી સ્વામિનારાયણ ભગવાને પોતે પધરાવેલ દેવ મંદિરોની યાદી**

| ગામ | દેવ | સંવત | તિથિ | બંધાવનાર |
|---|---|---|---|---|
| અમદાવાદ | નરનારાયણદેવ | ૧૮૭૮ | ફાગણ સુદ-૩ | આનંદાનંદ સ્વામી |
| ભુજ (કચ્છ) | નરનારયણદેવ | ૧૮૭૯ | વૈશાખ સુદ-૫ | વૈષણવાનંદ સ્વામી |
| વડતાલ | લક્ષ્મીનારાયણદેવ | ૧૮૮૧ | કારતક સુદ-૧૨ | બ્રહ્માનંદ સ્વામી |
| ધોલેરા | મદનમોહનજી મહારાજ | ૧૮૮૨ | વૈશાખ સુદ-૧૩ | નિષ્કુળાનંદ સ્વામી |
| જુનાગઢ | રાધારમણદેવ | ૧૮૮૪ | વૈશાખ વદ-૨ | બ્રહ્માનંદ સ્વામી |
| ગઢડા | ગોપીનાથજી મહારાજ | ૧૮૮૫ | આસો સુદ-૧૨ | શ્રીજી મહારજે |

## આ પૃથ્વી ઉપર શ્રીજી મહારાજ કંઈ જગ્યાએ કેટલુ રહ્યા હતા તેની યાદી

| વિગત | વર્ષ | માસ | દિવસ |
|---|---|---|---|
| ગૃહનિવાસ | ૧૧ | ૦૩ | ૦૧ |
| વન વિચરણ | ૦૭ | ૦૧ | ૧૧ |
| મુક્તાનંદસ્વામી સાથે | ૦૦ | ૧૦ | ૦૬ |
| રામાનંદસ્વામી સાથે | ૦૧ | ૦૫ | ૧૬ |
| સત્સંગ પ્રચાર કાર્યમાં | ૨૯ | ૦૫ | ૨૭ |
| પૃથ્વી ઉપર કુલ વિચરણ | ૪૯ | ૦૨ | ૦૧ |

**પ્રથમ ચૌદ લોકનું વર્ણન વાંચો અને પછી નીચે આપેલો નકશો જુઓ :**

વ્હાલા ભક્તો ! શ્રીમદ્ ભાગવતાદિક સદગ્રંથોને વિશે લખ્યું છે જે ભરતખંડને વિષે મનુષ્ય દેહ પામવો તે અતિ દુર્લભ છે તે ચિંતામણિ તુલ્ય છે જે દેહને ઈન્દ્રાદિક દેવતાઓ ઈચ્છે છે તે દેવતાઓને વિષય-વૈભવ, વિલાસને આયુષ્ય તે તે મનુષ્ય થકી ઘણું અધિક છે પણ ત્યાં મોક્ષનું સાધન નથી થાતું. મોક્ષનું સાધન તો ભરતખંડને વિષે મનુષ્ય દેહ પામ્યા થકી જ જાય છે તે વિના બીજા કોઈ ઠેકાણે ને બીજા દેહને વિષે થતુ નથી માટે ચૌદલોકમાં મૃત્યુલોક શ્રેષ્ઠ છે. મૃત્યુલોકમાં જંબુદ્વીપ શ્રેષ્ઠ છે, જંબુદ્વિપમાં ભરતખંડ શ્રેષ્ઠ છે, ભરતખંડમાં પણ આર્ય દેશો શ્રેષ્ઠ છે.

**ચૌદ લોકનું વર્ણન :-**

**(૧) સત્યલોક :-**

જે મેરૂ પર્વતના મસ્તક ઉપર કલ્પેલો છે. તેમાં ચાર પ્રકારની દેવ જાતિ રહે છે. (૧) અચ્યુત દેવો (૨) શુદ્ધ નિવાસદેવો (૩) સત્યાભદેવો (૪) સંજ્ઞાસંજ્ઞીદેવો - એ દેવોની બ્રહ્માના સો વર્ષ પર્યન્ત બ્રહ્માંડના સર્ગ પર્યંત આયુષ્ય છે. આપણા વર્ષ ૮,૬૪,૦૦,૦૦,૦૦૦ આઠ અબજ ને ચોસઠ કરોડ થાય ત્યારે બ્રહ્માની અહોરાત્રિ થઈને એક દિવસ થાય છે. એવા ત્રીસ દિવસનો એક માસ અને બાર માસનું વર્ષ, એવા (૧૦૦) સો વર્ષ બ્રહ્મા દેહ રાખે છે. એ સત્ય લોકના દેવોની તે બ્રહ્માના જેટલી આયુષ્ય છે.

**(૨) તપલોક :-**

સત્યલોકની નીચે "બ્રહ્મા"નો તપલોક છે જેમા ત્રણ પ્રકારના દેવો રહે છે. (૧) આભાસ્વરા (૨) મહાભાસ્વરા (૩) સત્યમહાભાસ્વરા તેમાં સત્ય મહાભાસ્વરાનું બ્રહ્માનાં સો વર્ષ પર્યંત આયુષ્ય છે. અને તેથી અર્ધુ મહાભાસ્વરોનુ આયુષ્ય છે. અને તેથી અર્ધુ આભાસ્વરોનું આયુષ્ય છે. તે ત્રણે પ્રકારના દેવો મહા તપેશ્વરી કહેવાય છે. તથા ઉર્ધ્વરેતસો કહેવાય છે.

**(૩) જનલોક :-**

તપલોકથી નીચે બ્રહ્માનો જનલોક છે. તેમા ચાર પ્રકારની દેવયોની છે. (૧) બ્રહ્મ પુરોહિત (૨) બ્રહ્મકાયિક (૩) બ્રહ્મ મહાકાયિક (૪) અમરા તેમાં અમરાનું બ્રહ્માના સો વર્ષ

પર્યંતનું આયુષ્ય છે. તેથી અર્ધુ બ્રહ્મ મહાકાયિકોનુ છે. અને તેથી અર્ધુ બ્રહ્મકાયિકોનું અને તેથી અર્ધુ બ્રહ્મપુરોહિતનું આયુષ્ય છે તે જનલોક તથા તપલોક તથા સત્યલોક આ ત્રણેય લોકમાં બ્રહ્માની માનસિક સૃષ્ટિ છે તે ત્રણેય લોકમાં "સ્વયંપ્રકાશ" છે. દિવ્ય વિભૂતિઓ છે.

**(૪) મહરલોક :-**

જનલોકથી નીચે મહરલોક છે. જેને પ્રજાપતિનો લોક કહેવાય છે. તેમાં પાંચ જાતિના દેવો છે. (૧) કુમુદ (૨) ઋતુ (૩) પ્રતર્દન (૪) અજનાભ (૫) પ્રચિતાભ. આ દેવોનુ બ્રહ્માના પોણા ત્રણ વર્ષ એટલે સહસ્ત્રકલ્પનું આયુષ્ય છે. તેઓ સ્વેચ્છાચારી છે. તથા તેમના ભોગ વિલાસ દિવ્ય છે. મહર, જન, તપ, સત્ય ચારે લોકમાં સૂર્ય કિરણનો પ્રકાશ નથી તે ચારે લોક સ્વયંપ્રકાશિત છે.

**(૫) સ્વર્ગ :**

મહરલોકથી નીચે સ્વર્ગલોક છે. તેમાં ઈન્દ્રરાજા રહે છે. તેમા છ પ્રકારની દેવયોનિ છે. (૧) ત્રિદશા (૨) અગ્નિશ્વાત્તા (૩) યામ્યા (૪) તુષિતા (૫) અપરિનિર્મિતવશવર્તિ (૬) પરિનિર્મિતવશવર્તિ તે છ પ્રકારના દેવો સંકલ્પસિદ્ધ છે. અણિમાદિક આઠ ઐશ્વર્ય સિદ્ધિ તથા નવનિધિવાળા છે. તેમની સર્વ ભોગ્ય વસ્તુ દિવ્ય છે. સ્ત્રી પુરૂષનો રમણભાવ છે. અપ્સરા આદિકના સુખનો ભોગવિલાસ છે. તેઓનું સર્વ સાધારણ બ્રહ્માના એક દિવસ પર્યંત એક કલ્પનું આયુષ્ય છે.

**(૬) ભુવર્લોક :-**

સ્વર્ગલોકથી નીચે "ભુવરલોક" છે જેને અંતરિક્ષ લોક કહે છે. તેમાં ગ્રહ, નક્ષત્ર, તારાદિક ધ્રુવને આધારે શિશુમાર પણ રહે છે. વાયુવેગથી અંતરિક્ષ ગતિવાળા છે. તેમના ભોગવિલાસ દિવ્ય છે. સૂર્ય ચંદ્રાદિક તેત્રીસ કરોડ દેવતાના સ્થાન છે. આ લોકમાં સૂર્યનો પ્રકાશ છે. સ્ત્રી-પુરૂષનો રમણભાવ છે. જેટલું પુણ્ય તેટલા આયુષ્યવાળા છે અર્થાત્ પુણ્ય ખૂટે એટલે તેનુ પતન થાય છે. આ છ લોકમાંના દેવોની ઉત્પત્તિ યોનિથી નથી. તેમની યૌવન અવસ્થા નિરંતર રહે છે. આ છ લોકમાં મુખ્ય તેજ તત્વોનાં દિવ્ય શરીરો છે અને સત્ત્વગુણ પ્રધાન છે.

**(૭) ભૂલોક :-**

ભુવર્લોકથી નીચે "પૃથ્વીલોક છે." તેમાં પૃથ્વી તત્ત્વ પ્રધાન શરીર છે. પાપ પુણ્ય સમાન છે રજ, તમ, સત્વ એ ત્રણ ગુણ સમાન છે. યોનિજન્ય તથા અયોનિજન્ય એ બે પ્રકારે તથા જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ એ ચાર પ્રકારે શરીરની ઉત્પત્તિ થાય છે. તેમાં (૮૪) ચોરાશી લાખ યોનિઓ છે. આ લોકમાં સ્ત્રી-પુરૂષના ભ્રમણથી પ્રજાની ઉત્પત્તિ થાય છે. આ લોકમાં મનુષ્યોનું આયુષ્ય ચાર યુગને અનુસારે હોય છે. આ ભૂલોક મેરૂપર્વતની પીઠ ભાગમાં કેડના ભાગમાં રહેલો છે. ભુલોકનું પીઠ ૫૦ કરોડ યોજનના વિસ્તારવાળુ છે. તેમાં સાત દ્વીપ તથા સાત સમુદ્ર છે. (૯૯૯) નવસો નવાણું નદીઓ છે.

**(૮) અતળલોક :-**

પૃથ્વીથી નીચેના આ સાત લોક છે. તેમાં પહેલો પૃથ્વીથી નીચે અતળલોક છે. તેમાં સૂર્યનો પ્રકાશ નથી. મણિનો પ્રકાશ છે. તેમાં રાક્ષસો રહે છે. તેમાં 'મય' નામના રાક્ષસનો પુત્ર 'બળ' નામનો રાક્ષસ મુખ્ય રાજા છે તે રાક્ષસે (૯૬) પ્રકારની માયા ઉત્પન્ન કરેલી છે. અને તે લોકમાં ભોગ કરતો થકો પોતે જ ત્યાંનો ઈશ્વર પરમાત્મા કહેવાય છે.

**(૯) વિતળલોક :-**

તે પૃથ્વીથી નીચે બીજો વિતળલોક છે. જેમાં "હર હાટકેશ્વર મહાદેવ" ભવાની સહિત ભવ તથા ભૂતના ગણો રહે છે. તેમાં ભૂત તથા ગણોની વસ્તી છે. "ભવ" મુખ્ય ઈશ્વર છે તેમાં મણિઓનો મુખ્ય પ્રકાશ છે.

**(૧૦) સુતળલોક :-**

તે પૃથ્વીથી નીચે ત્રીજો સુતળલોક છે. જેમાં "બળિરાજા" રહે છે. તેમાં દૈત્યો, દાનવો આદિકની વસ્તી છે તે બળિરાજા ત્યાંનો ઈશ્વર છે. તે લોકમાં ઔષધિઓ તથા હીરામણિઓનો પ્રકાશ છે. એ "બલિરાજા" પાસે બ્રહ્મા, શિવ, વિષ્ણુ આ ત્રણે દેવો ચાર ચાર માસ સુધી રહે છે.

**(૧૧) તળાતળ લોક :-**

તે પૃથ્વીલોકથી નીચે ચોથો તળાતળલોક છે. જેમાં ‘‘મય’’ નામનો રાક્ષસ દાનવેન્દ્ર છે તે જ ત્યાંનો ઈશ્વર છે. ત્યાં માયાવી રાક્ષસો તથા નિશાચરો તથા દાનવોની વસ્તી છે અને ઔષધિઓ તથા મણિઓનો પ્રકાશ છે.

**(૧૨) મહાતળલોક :-**

તે પૃથ્વીથી નીચે પાંચમો મહાતળલોક છે. જેમં નિશાચરો, રાક્ષસો વગેરેની વસ્તી છે તેમાં મણિનો મુખ્ય પ્રકાશ છે.

**(૧૩) રસાતળલોક :-**

તે પૃથ્વીલોકથી નીચે છઠો રસાતળલોક છે. જેમાં નિશાચરો, કુષ્માંડો, વૈનાયકો, વૈતાલો, પિશાચો, ડાકણી, શાકણી, વેતાલણીની વસ્તી છે. તેમાં મણિનો પ્રકાશ છે.

**(૧૪) પાતાળલોક :-**

તે પૃથ્વીથી સાતમો નીચે પાતાળલોક છે. જેમાં કુહક, તક્ષક, કાલીય, સુષેણ, વાસુકી, શંખ, કુલિક, મહાશંખ આદિક ‘‘મહાસર્પ’’ રહે છે. આ પાતાળલોકના પરમાત્મા અનંત નામના શેષનારાયણ ભગવાન છે. તેમાં મણિનો પ્રકાશ છે.

સત્યલોક

તપલોક

જનલોક

મહર્લોક

સ્વર્ગલોક

ભુવલોક

ભુલોક-પૃથ્વીલોક

અતળલોક

વિતળલોક

સુતળલોક

તળાતળલોક

મહાતળલોક

રસાતળસોક

પાતાળલોક

**ચૌદ લોકમાં સૌથી શ્રેષ્ઠ મૃત્યુ લોક છે. તેમા સાત દ્વીપ છે. તો તેનો નકશો જુઓ અને તેનું વર્ણન વાંચો.**

**(૧) જંબુ દ્વીપ :-**

એક લાખ યોજનના વિસ્તારમાં છે. તેની ફરતે ચારે તરફ એક લાખ યોજનનો ખારો સમુદ્ર છે તેનુ જળ કારૂ છે. જંબુદ્વીપમાં નરનારાયણ ભગવાનની ઉપાસના છે.

**(૨) પ્લક્ષ દ્વીપ :-**

બે લાખ યોજનના વિસ્તારમા છે. તેની ફરતો ચારે તરફ બે લાખ યોજનો સમુદ્ર છે. તેનુ પાણી શેરડીના રસ જેવું છે. પ્લક્ષ દ્વીપમાં સૂર્યની ઉપાસના છે.

**(૩) શાલ્મલી દ્વીપ :-**

ચાર લાખ યોજનના વિસ્તારમાં છે. તેની ફરતે ચારે તરફ ચાર લાખ યોજનના વિસ્તારમાં સમુદ્ર તે તેનુ પાણી સુરા (દારૂ) જેવું છે. શાલ્મલી દ્વીપમાં ચંદ્રની ઉપાસના છે.

**(૪) કુશ દ્વીપ :-**

આઠ લાખ યોજનના વિસ્તારમાં છે તેની ફરતે ચારે તરફ આઠ લાખ યોજનનો સમુદ્ર છે. તેનુ પાણી ઘી જેવુ છે. કુશ દ્વીપમાં અગ્નિની ઉપાસના છે.

**(૫) કૌંચ દ્વીપ :-**

સોળ લાખ યોજનના વિસ્તારમાં છે. તેની ફરતો ચારે તરફ સોળ લાખ યોજનનો સમુદ્ર છે. તેનુ પાણી દુધ જેવું છે. કૌંચ દ્વીપમાં વરૂણની ઉપાસના છે. તેને કાંઠે શ્વેત દ્વીપ ધામ આવેલું છે.

**(૬) શાક દ્વીપ :-**

બત્રીસ લાખ યોજનના વિસ્તારમાં છે. તેની ફરતો ચારે તરફ બત્રીસ લાખ યોજનનો સમુદ્ર છે. તેનુ પાણી દહીંનાં ઘોળવા જેવું છે. શાક દ્વીપમાં વાયુ દેવની ઉપાસના છે.

**(૭) પુષ્કર દ્વીપ :-**

ચોસઠ લાખ યોજનના વિસ્તારમા છે. તેની ફરતો ચારે તરફ ચોસઠ લાખ યોજનનો સમુદ્ર છે. તેનુ પાણી અમૃત જેવુ મીઠુ છે. પુષ્કર દ્વીપમાં બ્રહ્માંની ઉપાસના છે.

**સાત દ્વીપમાં જંબુ દ્વીપ શ્રેષ્ઠ છે.** તે એક લાખ યોજનના ગોળાકાર વિસ્તારવાળો છે. તેની ફરતો તે વડો ખારો સમુદ્ર છે. તે જંબુદ્વીપના મધ્ય ભાગમાં સોળ હજાર યોજન મેરૂ પર્વતનો

પ્રદેશ છે. તે (મેરૂ) પર્વત આખો સુવર્ણ (સોનાનો) છે. તેની ઉંચાઈ સત્ય લોક સુધી છે. મેરૂ પર્વતની ચારે તરફ નવ ખંડ છે. તેમાં મેરૂ પર્વત નાભિને ઠેકાણે છે.

**(૧) ઈલાવર્ત ખંડ :-**

મેરૂ પર્વતની ચારે તરફ ઈલાવર્ત ખંડ છે. તેમાં સંકર્ષણ ભગવાનની ઉપાસના છે. અને તેના મુખ્ય ભક્ત શિવજી છે.

**(૨) કેતુમાળ ખંડ :-**

તે મેરૂથી પશ્ચિમ દિશામાં છે. તેમાં પ્રદ્યુમ્ન ભગવાનની ઉપાસના છે. ત્યાં લક્ષ્મીજી મુખ્ય ભક્ત છે.

**(૩) રમ્યક ખંડ :-**

તે મેરૂથી ઉત્તર દિશામાં છે. તેમા મત્સ્ય ભગવાનની ઉપાસના છે. ત્યાં સાવર્ણિ મનુ તે મુખ્ય ભક્ત છે.

**(૪) હિરણ્યમય ખંડ :-**

તે મેરૂથી ઉત્તર દિશામાં છે. તેમા કુર્મ ભગવાનની ઉપાસના છે. ત્યાં અર્યમાં મુખ્ય ભક્ત છે.

**(૫) કુરૂ ખંડ :-**

તે મેરૂથી ઉપર દિશામાં છે. તેમા વરાહ ભગવાનની ઉપાસના છે. ત્યા પૃથ્વી મુખ્ય ભક્ત છે.

**(૬) ભદ્રાશ્રવ ખંડ :-**

તે મેરૂથી પૂર્વ દિશામાં છે. તેમા હયગ્રીવ ભગવાનની ઉપાસના છે. ત્યા ભદ્રાશ્રવ મુખ્ય ભક્ત છે.

**(૭) હરિવર્ષ ખંડ :-**

તે મેરૂથી દક્ષિણ દિશામાં છે. તેમાં નૃસિંહ ભગવાનની ઉપાસના છે. ત્યાં પ્રહ્લાદજી મુખ્ય ભક્ત છે.

**(૮) કિંપુરૂષ ખંડ :-**

તે મેરૂથી દક્ષિણ દિશામાં છે. તેમા રામ-લક્ષ્મણની ઉપાસના છે. ત્યાં હનુમાનજી મુખ્ય ભક્ત છે.

**(૯) ભરત ખંડ :-**

તે મેરૂથી દક્ષિણ દિશામાં છે. તેમાં નરનારાયણ ભગવાનની ઉપાસન છે. ત્યા નારદજી મુખ્ય ભક્ત છે.

આ નવ ખંડ જણાવ્યા તેમાના **આઠ ખંડોમાં ભોગ-વિલાસના સુખ તો ઘણા અધિક છે.** પણ મોક્ષનું સાધન ત્યાં થતુ નથી **મોક્ષનું સાધન તો એક ભરતખંડમાં જ** થાય છે. એ હેતુ માટે આ **ભરતખંડ સૌથી શ્રેષ્ઠ** છે. વળી ભરતખંડ છે તેમા પણ તેર દેશ છે તે **અનાર્ય કહેતા કઠોર છે** તે કહીએ છીએ.

(૧) બંગાળ (૨) નેપાળ (૩) ભૂતાન (૪) કામાક્ષી (૫) સિંધ (૬) કાબુલ (૭) લાહોર (૮) મુલતાન (૯) ઈરાન (૧૦) અસંતબોલ (૧૧) અરબસ્તાન (૧૨) સ્વાલ (૧૩) પિલપિલામ

એ તેર દેશ મલીન છે. તેમા જે મનુષ્ય દેહ પામે છે તેને મોક્ષના દાતા એવા જે સદ્‌ગુરૂ તેનો જોગ મળવો અને મોક્ષના ધર્મને સમજવું તે ઘણુ કઠણ છે. હવે બીજા સાડા બાર દેશ છે. **તે આર્ય કહેતા ઉત્તમ છે તેમના નામ.**

(૧) પૂર્વદેશ (૨) વ્રજ (૩) માલવ (૪) મારૂ (૫) પંજાબ (૬) ગુજરાત (૭) દક્ષિણ દેશ (૮) મલ્લ બાર (૯) તિલંગ (૧૦) દ્રાવિડ (૧૧) બાર મલાર (૧૨) સોરઠ (૧૩) અડધો કચ્છ

★ વ્હાલા ભક્તો ! આ ભરતખંડમાં સાડા બાર દેશ ઉત્તમ છે કેમકે તેમાં ભગવાન અને ભગવાનના બ્રહ્મવેત્તા સદ્‌ગુરૂ સંતનુ પ્રાગટ્યપણુ ઘણુ રહે છે માટે તે દેશમાં જે મનુષ્ય દેહ પામે છે તેમને ધર્મ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય એ સમજાય એમ છે ને મોક્ષના મારગને જાણે એમ છે માટે જે વિવેકી છે તેમણે કુસંગનો ત્યાગ કરી બ્રહ્મવેત્તા સદ્‌ગુરૂ સંતનો આશ્રય કરી તેના વચનમાં પોતાના દેહ, ઈન્દ્રિયો અને અંતઃકરણને રાખવા ને ભગવાનનુ ભજન કરવુ એ જ મોક્ષનુ સાધન છે માટે જે પોતાના મોક્ષનો ઉપાય કરે છે તેને જ બ્રહ્મવેત્તા સાધુ અને સદ્‌ગ્રંથો સમજુ, ડાહ્યા, વિવેકી કહે છે અને જે જગતમાં ડાહ્યા કહેવાતા હોય સમજુ કહેવાતા હોય તથા મોટા કહેવાતા હોય ને તેની જગતમાં યશ-કીર્તિ ઘણી હોય તે તો સર્વે સ્વપ્ન તુલ્ય છે અને તેને સાચુ માનીને તેમા મોહ પામ્યા છે ને જે મોક્ષનો ઉપાય નથી કરતા તો તેને બ્રહ્મવેત્તા સાધુ અને સદ્‌ગ્રંથો તેમને મુરખ કહે છે ને આત્મઘાતી કહે છે ને તેમને પાછો ફરીને આવો મોક્ષ ક્ષેત્રમાં મનુષ્યનો દેહ મળવો તેનો ઘણો વિલંબ છે તે સદ્‌ગ્રંથોમાં કહ્યું છે કે સાડી ત્રણ કરોડ પ્રાકૃતપ્રલય થઈ જાય ત્યારે ફરીવાર એ જીવને મનુષ્ય દેહ મળે છે માટે સમજુ હોય તે આ વાત વિચારજો.

**હવે આપણે સાડા ત્રણ કરોડ પ્રાકૃત પ્રલય કેમ થાય તે વિસ્તારથી જોઈએ...**

**★ ચાર પ્રકારના પ્રલયની વિગત :-**

**(૧) નિત્ય પ્રલય :-**

ચૌદ લોકમાંથી નીચેના દશ લોકમાં રહેલા જીવાત્માઓના દેહ ક્ષણ ક્ષણ પ્રત્યે જન્મે અને મરે તેને નિત્ય પ્રલય કહેવાય છે.

**(૨) નિમિત્ત પ્રલય :-**

ચારયુગની એક ચોકડી તેમા સતયુગના ૧૭૨૮૦૦૦ વર્ષ ત્રેતાયુગના ૧૨૯૬૦૦૦ વર્ષ દ્વાપરયુગના ૮૬૪૦૦૦ વર્ષ કળિયુગના ૪૩૨૦૦૦ વર્ષ કુલ ૪૩૨૦૦૦૦ વર્ષ જાય ત્યારે એક ચોકડી થાય એવી (૭૧) ઈકોતેર ચોકડી જાય ત્યારે એક ઈન્દ્ર અને એક મનુ રાજ કરીને નાશ પામે એવા ચૌદ ઈન્દ્ર અને ચૌદ મનુરાજ કરીને નાશ પામે ત્યારે એક હજાર ચોકડી વર્ષ જાય ત્યારે વિરાટ બ્રહ્માનો એક દિવસ પૂરો થાય ત્યારે આપણા ચાર અબજ અને બત્રીસ કરોડ વર્ષ થાય અને જ્યારે વિરાટ બ્રહ્મા સુવે ત્યારે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રિલોકીનો નાશ થાય તે જેવડો દિવસ છે તેવડી રાત્રી છે તે આપણા વર્ષ આઠ અબજ ને સોચઠ કરોડ વર્ષ થાય ત્યારે બ્રહ્માંની અહોરાતરિ થઈને એક દિવસ થાય છે તે સવારે સર્જન કરે ને રાત્રે પ્રલય થાય છે તે જ્યારે ચૌદમો મનુ થઈ રહે ત્યારે સો વર્ષ સુધી તો કાળ પડે છે ત્યારે મનુષ્ય, પશુ, પક્ષી, વૃક્ષ એ સર્વેનો નાશ થઈ જાય છે તથા નદીઓના જળ સુકાઈ જાય છે ત્યારે પૃથ્વીમાત્ર કાળા ઠીકરા જેવી રહે છે અને ત્યાર પછી સો વર્ષ સુધી બાર સૂર્ય તપે તે સોળ સોળ કળાનો પ્રકાશ લઈને ઉગે છે અને પૃથ્વીને બાળીને છાણાના રાખ જેવી કરે છે અને તે પછી શેષ નાગના મુખમાંથી અગ્નિ નીકળે છે તે અગ્નિ દશ લોકને બાળી રાખ કરે છે ને તે પછી સો વર્ષ સુધી હસ્તીની સૂંઢ જેવી છે ધારા જેની એવા જે પ્રલયકાળના તેર મેઘ તે વરસે છે તેથી ધ્રુવના તારા સુધી જળ ભરાઈ જાય છે ત્યારે દશ લોકમાં રહ્યા જે ઈન્દ્ર, ચન્દ્ર, વરૂણ, યમ, શિવજી, પ્રજાપતિ એ સર્વેના દેહનો નાશ થઈ જાય છે ને એમના જે જીવ છે તે બ્રહ્માને વિષે લીન થઈ જાય છે ને બ્રહ્માનો દેહ નાશ થાય છે ત્યારે તે બ્રહ્માનો જે જીવ વિરાટ પુરૂષની નાભિમાં લીન થઈ જાય છે. તેને નિમિત્ત પ્રલય કહીએ.

**(૩) પ્રાકૃત પ્રલય :-**

એવા ત્રીશ દિવસનો વિરાટનો મહિનો ને એવા બાર મહિનાનું એક વર્ષ ને એવા પચાસ વર્ષનું એક પરાર્ધ કહેવાય એવા દ્વિ પરાર્ધનું વિરાટનું આયુષ્ય છે તે જ્યારે સો વર્ષ પૂરા થાય છે ત્યારે પ્રથમ કહ્યું તેમ સો વર્ષ સુધી અનાવૃષ્ટિ થાય છે ને પછી સો વર્ષ સુધી બાર સૂર્ય તપે છે અને તે પછી સંકર્ષણના મુખમાંથી મહા અગ્નિ પ્રગટે છે તે ચૌદ લોકને બાળીને છાણાની રાખ જેવા કરે છે અને તે પછી પ્રલયકાળના જે મેઘ છે તે સો વર્ષ સુધી વર્ષે છે ત્યારે ચૌદ લોકમાં જળ ભરાઈ જાય છે અને ત્યારે જે પૃથ્વી અડાયા છાણાની રાખ જેવી હતી તે ઓગાળીને ગંધે સહિત જળને વિષે લીન થઈ જાય છે અને તે જળ તેજને વિષે લીન થઈ જાય છે અને તેજ વાયુને વિષે લીન થઈ જાય છે અને વાયુ આકાશને વિષે લીન થઈ જાય છે અને આકાશ અહંકારને વિષે લીન થઈ જાય છે અને અહંકાર મહતત્ત્વને વિષે લીન થઈ જાય છે અને મહતત્ત્વ પ્રધાન જે પ્રકૃતિ તેને વિષે લીન થઈ જાય છે અને પ્રકૃતિ પુરૂષને વિષે લીન થઈ જાય છે અને પુરૂષ મુળ પ્રકૃતિને વિષે લીન થઈ જાય છે એને પ્રાકૃત પ્રલય કહીએ.

**(૪) આત્યંતિક પ્રલય (મહાપ્રલય) :-**

અનંતકોટિ જે પ્રધાન પુરૂષ તે સર્વે મહામાયાને વિષે લીન થઈ જાય છે અને મહામાયા તે મહાપુરૂષને વિષે લીન થઈ જાય છે અને મહાપુરૂષ પણ એ દેહનો ત્યાગ કરીને પછી ભાગવતી તનુએ કરીને પુરૂષોત્તમ ભગવાનની સેવામાં રહે છે તેને આત્યંતિક પ્રલય કહીએ. એતો ચાર પ્રકારના પ્રલયનુ કહ્યુ, પણ ત્રીજો પ્રાકૃત પ્રલય તે બ્રહ્માની આયુષ્ય અવધિનો કીધો એવા સાડી ત્રણ કરોડ પ્રાકૃત પ્રલય જાય ત્યારે એ જીવને લખચોરાશી, યમયાતના નરક કુંડના દુઃખો ભોગવાવીને ભગવાન ફરીને આ જીવને મોક્ષ ક્ષેત્રમાં મનુષ્ય જન્મ આપે છે માટે વ્હાલા ભક્તો આટલો ફરીને મનુષ્ય દેહ પામવાનો વિલંબ છે માટે હે ભાઈ સુજે તે આજ સમજીને મોક્ષના દાતા જે સદ્‌ગુરૂ સંત તેનો આશ્રય કરીને તેની આજ્ઞામાં પોતાનો દેહ ઈન્દ્રિયો ને અંતઃકરણને વરતાવીને પોતાના આત્માનુ શ્રેય કરીને ભગવાનના ધામમાં પહોચો અને જે દિવસ આ વાત વિચારજો ત્યારે મોક્ષ થશે ને નહિ વિચારોતો તેદી પણ મોક્ષ નહિ થાય એ સિધ્ધાંત વાર્તા છે માટે સમજુ હોય તે વિચારજો.

★ **અષ્ટ આવરણ જીતવાના ઉપાયો :-**

**(૧) પૃથ્વી :-**

ગંધમાંથી પૃથ્વી થઈ છે માટે પૃથ્વીનુ કારણ ગંધ છે તે ગંધને જીતે તો પૃથ્વીનુ આવરણ જીત્યુ કહેવાય.

**(૨) જળ :-**

રસમાંથી જળ થાય છે માટે જળનુ કારણ રસ છે માટે નાના પ્રકારના રસને જીતે તો જળનુ આવરણ જીત્યુ કહેવાય.

**(૩) તેજ :-**

રૂપમાથી તેજ થયુ છે માટે તેજનુ કારણ રૂપ છે માટે રૂપને જીતે તો તેજનુ આવરણ જીત્યુ કહેવાય.

**(૪) વાયુ :-**

સ્પર્શમાંથી વાયુ થયો છે માટે વાયુનુ કારણ સ્પર્શ છે માટે સ્પર્શને જીતે તો વાયુનુ આવરણ જીત્યુ કહેવાય.

**(૫) આકાશ :-**

શબ્દમાથી આકાશ થયો છે માટે આકાશનુ કારણ શબ્દ છે માટે શબ્દને જીતે તો આકાશનુ આવરણ જીત્યુ કહેવાય.

**(૬) અહંકાર :-**

જે અહંકાર, અભિમાન જીત્યુ તેણે અહંકારનુ આવરણ જીત્યુ કહેવાય.

**(૭) મહતત્ત્વ :-**

જેણે મમત્વ-મારાપણુ જીત્યુ  તે મહતત્ત્વનુ આવરણ જીત્યુ કહેવાય.

**(૮) પ્રકૃતિ :-**

જ્યાં સુધી પોતાને પુરુષ માનશે. ત્યાં સુધી સ્ત્રી જોશે અને પોતાને જ્યા સુધી સ્ત્રી માનશે ત્યા સુધી પુરુષ જોશે. માટે બન્નેનો ભાવ ટાળી બ્રહ્મરૂપ થાય ત્યારે પ્રધાન પ્રકૃતિનુ આવરણ જીત્યુ કહેવાય.

## ★ અષ્ટ સિધ્ધિ અને નવ નિધિ :-

**અષ્ટ સિધ્ધિ :-**

**(૧) અણિમા** :- અણુ જેવુ સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરી ગમે તેમાં પ્રવેશ કરવાની શક્તિ

**(૨) મહિમા** :- મોટામાં મોટુ સ્વરૂપ ધારણ કરવાની શક્તિ

**(૩) ગરિમા** :- ચાહે તેટલુ વજનદાર કે ભયંકર સ્વરૂપ દેખાડવાની શક્તિ

**(૪) લધિમા** :- પોતાના સ્વરૂપને અત્યંત હળવુ કરી બતાવવાની શક્તિ

**(૫) પ્રાપ્તિ** :- આને આ જ દેહે ગમે તે વસ્તુને પ્રાપ્ત કરવાની શક્તિ

**(૬) પ્રાકામ્ય** :- જેની ઈચ્છાને કોઈ જ અવરોધ ન નડે એવી શક્તિ

**(૭) ઈશિત્વ** :- જડ-ચિહ્‌ન સર્વનુ નિયમન કરવાની શક્તિ

**(૮) વશિત્વ** :- સર્વને વશીભૂત કરવાની શક્તિ (વશીકરણ વિદ્યા)

**નવનિધિ :-**

(૧) પદ્‌મ (૨) મહાપદ્‌મ (૩) મકર (૪) કચ્છપ (૫) મુકુંદ (૬) નંદક (૭) નીલ (૮) શંખ (૯) લક્ષ્મી

**અષ્ટાંગયોગના લક્ષણો :-**

**(૧) યમ** : સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, અપરિગ્રહ એ પાંચ યમ છે.

**(૨) નિયમ** : શૌચ, તપ, સંતોષ, સ્વાધ્યાય, ઈશ્વર અર્ચન એ પાંચ નિયમ છે.

**(૩) આસન** : જે પરિસ્થિતિમાં સુખપૂર્વક ત્રણ કલાક બેસી શકાય તે આસન છે

**(૪) પ્રાણાયામ** : પ્રાણ છે તે જીવ કરતા નોખો છે. વધારેમાં વધારે જીવને પ્રાણમાં આસક્તિ છે. પ્રાણનો કંટ્રોલ શ્વાસોશ્વાસની પ્રક્રિયાથી થાય છે. પ્રાણાયામની પ્રાણ જુદો પડે છે.

**(૫) પ્રત્યાહાર** : ઈન્દ્રિયોની વૃત્તિની બરડતા ટાળવા માટે વારંવાર ઈન્દ્રિયોની વૃત્તિને અંદર ખેંચી ભગવાનમાં જોડી રાખવી તે પ્રત્યાહાર છે.

**(૬) ધારણા** : જગતનાં સંકલ્પ ન થવા દેવા ને કેવળ ભગવાનના જ કરવા તે ધારણા છે.

**(૭) ધ્યાન** : ધ્યેય વસ્તુને સંભારવી, ભગવાનના સ્વરૂપમાં લીન રહેવુ તે ધ્યાન છે.

**(૮) સમાધિ** : ઉઘાડી આંખ રાખે તોય તેને અંદરનું દેખાય ઓટોમેટીક ભગવાન સાંભર્યા કરે. બસ એક ભગવાન જ અનુભવાય અને તેમાં તલ્લીન રહેવાય તે સમાધિ છે.

## શ્રીહરિજીએ ઉપાસના સિધ્ધ કરવા લખાવેલ પત્ર

લિખાવિતં સ્વામી શ્રી સહજાનંદજી મહારાજ જત સર્વે સત્સંગી નારાયણ વાંચજો બીજુ લખવા કારણ એ છે જે "મનુષ્યને જેવુ પોતાનુ પ્રારબ્ધ હોય તેને અનુસારે તેના દેહને સુખ-દુઃખ થાય છે. તથા જન્મ-મરણ થાય છે. જીવના પ્રારબ્ધ કર્મને ઉલ્લંઘન કરીને તો રૂદ્ર, ભૈરવ, ભવાની, આદિક જે દેવ ને દેવીઓ છે. તે કોઈપણ જીવને સુખ-દુઃખ દેવાને અર્થે ને મારવા જીવાડવાને અર્થે સમર્થ થાતા નથી અને પ્રારબ્ધ કર્મ ને કાળ તેને ખોટુ કરી નાંખવું તથા મુવાને જીવતો કરવો ને જીવતાને મારી નાંખવો તેને વિષે તો એક પરમેશ્વર નારાયણ માત્ર સમર્થ છે. પણ બીજા કોઈ દેવી દેવતા સમર્થ નથી માટે એક પરમેશ્વરનો દૃઢ આશ્રય રાખીને નિત્ય ભજન સ્મરણ કર્યા કરવું ને કોઈ દેવી દેવતાનો ભય રાખવો નહિ અને આપણે તો સર્વે ભગવાનના ભક્ત છીએ અને શુરવીર છીએ માટે હરિભક્ત ને તો કોઈ રીતેનો મનમાં ભય રાખવો ઘટે નહિ મંત્રજંત્ર ઔષધિએ કરીને કોઈ માણસ જીવતો રહેતો હોય તો પૃથ્વીમાં કોઈક તો દીઠામાં આવત પણ કોઈએ દીઠામાં તો આવ્યો નહિ અને જે બહુ મંત્રજંત્ર જાણે છે તે પણ મરી જાય છે. અને મંત્રજંત્ર કોઈ ઉપર કોઈના ચાલતા હોય તો ઘણાંક શત્રુ જેની ઉપર હોય એવા મોટા જે રાજા તે જીવતા શા સારૂ રહે ? ને જંત્રે મંત્રે કરીને જ સિધ્ધિ થાતી હોય તો લાખો રૂપિયા ખર્ચીને રાજાઓ લશ્કર ભેળુ કરે છે. તથા આયુધ સામગ્રી રાખે છે તે શા સારૂ કરે છે ? એક ભારે મંત્ર શાસ્ત્રી રાખે અને જંત્ર-મંત્રની સિધ્ધિએ સર્વે પ્રતિ પક્ષીને મારી નંખાવે પણ તેમતો કોઈ ઠેકાણે દેખાતુ નથી માટે નિર્ભય થકા નારાયણનું ભજન કરજો અને ભગવાનનો જ દૃઢ વિશ્વાસ રાખજો જેમ ભગવાને ધાર્યુ હશે તે સત્ય થાશે પણ આપણું ધાર્યુ તથા બીજા કોઈનું ધાર્યુ નહિ થાય અને જો કોઈ જીવનુ ધાર્યુ થાતુ હોય તો કોઈએ જીવ રંક તો રહે જ નહિ સર્વેને રાજા થયાનો ઉમેદ છે. પણ તેમ થાય નહિ.

## જીવનમાં ઉતારવા જેવી સાખીઓ

(૧) સબ જગ ઈશ્વરરૂપ હે, ભલો બુરો ન કોઈ ।
જાકી જૈસી ભાવના, તૈસો હી ફલ હોઈ ।।
(૨) માનવ જાણે મે કરૂ, કરતલ બીજો કોઈ ।
આદર્યા અધવચ્ચે રહે, હરિ કરે સૌ હોઈ ।।
(૩) તનકી જાણે મનકી જાણે, જાણે ચિતકી ચોરી ।
ઉસકે આગે કહા છુપાવે, જીસકે હાથમે દોરી ।।
(૪) સુરપુર, નરપુર, નાગપુર, એ તીનો મે સુખ નાહિ ।
કાં સુખ હરિકે ચરન મે, કા સંતન કે માંહિ ।।
(૫) સુખ કે માથે શીલ પડો, જો નામ હ્રદય સે જાય ।
બલહારી વો દુઃખ કી, કે પલ પલ નામ જપાય ।।
(૬) પરધન પથ્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન ।
ઈતને સે હરિ ના મિલે, તુલસીદાસ જમાન ।।
(૭) જબ તુમ આયે જગમે, જગ હસે તુમ રોય ।
ઐસી કરની કર ચલો, તુમ હસે જગ રોય ।।
(૮) સંસારમે સરસો રહે, મન મારેપાસ ।
સંસાર જેને લોપે નહિ, તે જાણ હરિનો દાસ ।।
(૯) આગે ધંધા પીછે ધંધા, ધંધા મધ્યે ધંધા ।
ધંધા મધ્યે ધ્યાન લગાવે, સો સાહેબ કા બંદા ।।
(૧૦) ક્ષમા સમ ખડગ નહિ, ઝરણા સમ નહિ જાપ ।
ધીરજ સમ ઢાલ નહિ, મૌન સમ નહિ શાપ ।।
(૧૧) જગમાં એવા જનમિયાં, અગરબત્તી અને સંત ।
આપ બળે એકલ ખુણે, ધુપ બધે પ્રસરત ।।

(૧૨) દેશ દેશાંતર બહુત ફીરા, મનુષ્ય કા બહોત સુકાળ ।
પણ જાકુ દેખે છાતી ઠરે, વાંકા પડ્યા દુકાળ ॥
(૧૩) પીપા પાપ ન કીજીએ, પુન્ય કીયા સો વાર ।
જો કાસીકા લીયા નહિ, તો દિયા બાર હજાર ॥
(૧૪) નહિ પાપ અંધારે રહે છાનુ કરો કે ચોકમાં ।
અંતે પોકારી ઉઠશે, આ લોક કે પરલોકમાં ॥
(૧૫) પરનુ ભુંડુ ચાહતા, ઘરનુ અમંગળ થાય ।
અંજની સુતને બાળતા, લંકા સળગી જાય ॥
(૧૬) જા ઘેર કથા કીર્તન, નહિ સંત મીજમાના ।
તા ઘેર જમડા દેરા દેવે, સાંજ પડે સ્મશાના ॥
(૧૭) નિંદા હમારી જો કરે, મિત્ર હમારા હોય ।
બીન સાબુ બીન પાનીસે, મેલ હમારા ધોય ॥
(૧૮) મન મેલા તન ઉજળા, બગલા કપટી અંગ ।
તાતે તો કૌવા ભલા, તન મન એક હી રંગ ॥
(૧૯) અતિ ઘણુ ન તાણીએ, તાણ્યે તુટી જાય ।
તુટ્યા પછી જો સાંધીએ, તો ગાંઠ પડે વચમાય ॥
(૨૦) ગુરૂ લોભી ચેલા લાલચુ, દોનુ ખેલે દાવ ।
દોનુ બીચારે બાપડે, બેઠા પથ્થર કે નાવ ॥
(૨૧) બંધેકો બંધે મિલે, તો છુટને કા કોન ઉપાય ।
બંધેકો નિર્બધ મિલે, તો પલમે દીયે છોડાય ॥
(૨૨) કહેણી મીસરી ખાંડ હે, રહેણી તાતા લોહ ।
કહેણી કહે ને રહેણી રહે, ઐસા વિરલા કોક ॥
(૨૩) સહજ મીલા સો દુધ બરાબર, માંગ લીયા સો પાની ।
લુંટ લીયા સો રક્ત બરાબર, ગોરખ બોલ્યા વાણી ॥

(૨૪) સંપત ગઈ સાપડે, ગયા વળે છે વહાણ ।
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ ॥
(૨૫) શેરી મિત્ર સો મળે, તાળી મિત્ર અનેક ।
આપત્તિમાં ઉભો રહે, ખરો મિત્ર એ જ ॥
(૨૬) કાઉ જાજા કગોલીયા, ને કાઉ જાજા કપુત ।
હકડી તો મહડી ભલી, ને હકડો ભલો સપુત ॥
(૨૭) એકની વાણી લાખ લે, એકની લાકડીઓ ખાય ।
એક વિદેશ ગયો ન વિસરે, એક પાસે બેઠો ન પોચાય ॥
(૨૮) સંત સગા હરિજન સગા, અંત સમયમાં રામ ।
તુલસી આ સંસાર મે, તીન ઠોર વિશ્રામ ॥
(૨૯) રામ તહાં કામ નહિ, કામ તહા નહિં રામ ।
તુલસી દોનુ નવ રહે, રવિ રજની એક ઠામ ॥
(૩૦) ઉચા કુળ કિસ કામકા, જ્યાં નહિ હરિકો નામ ।
તુલસી તાતે શ્વપચ ભલા, જીસ મુખ હરિકો નામ ॥
(૩૧) ચતુરાઈ ચુલે પડી, ધિક્ક પડ્યો અવતાર ।
તુલસી હરિ ભક્તિ વિના, ચારે વરણ ચમાર ॥
(૩૨) તુલસી જીનકે મુખનસે, ભુલે નીકસે રામ ।
તાકે પગકી પહેનીયા, મેરે તનકી ચામ ॥
(૩૩) એક ઘડી આધી ઘડી, આધીમે પુની આધ ।
તુલસી સોબત સંતકી કટે કોટિ અપરાધ ॥
(૩૪) એક મૃગકે કારણે, ભરત ધરત તીન દેહ ।
તુલસી ઉનકી કયા ગતિ, ઘર ઘર કરત સ્નેહ ॥
(૩૫) સંત સંતાપે જાત હૈ, રાજ કુલ અરૂ વંશ ।
તુલસી તીનો નવ રહે, રાવણ કૌરવ અને કંસ ॥

## જીવનમાં ઉતારવા જેવા સુવાક્યો

(૧) ભજન કરે તે ભક્ત, મૂર્તિમાં રહે તે મુક્ત

(૨) સર્વે દુઃખનું મૂળ ભેદ બુધ્ધિ છે.

(૩) નમશો તો ગમશો, નડશો તો પડશો.

(૪) સુખ માટેની ચિંતા દુઃખ પેદા કરે છે.

(૫) મનને ઉપદેશ આપનાર મહાન બને છે.

(૬) કમ ખાઓ, ગમ ખાઓ, નમ જાવો.

(૭) સારા દેખાવા કરતા સારા થવાના ઉપાય કરવો.

(૮) મલાઈ વગરનુ દૂધ, ભલાઈ વગરનુ જીવન નિરસ છે.

(૯) જે બીજાને મૂર્ખ માને છે તે પોતે જ મૂર્ખ છે.

(૧૦) બીક જેને લાગે છે તે ઈશ્વરથી દૂર છે.

(૧૧) પ્રેમ જડને ચેતન બનાવે છે.

(૧૨) શંકા-કુશંકા એ ધીમુ ઝેર છે.

(૧૩) બીજાના ગુણો અને આપણા દોષો જોવા.

(૧૪) ભગવાનને અર્થે કરવુ તે ભક્તિ છે.

(૧૫) સંપૂર્ણ સત્યનો સ્વીકાર એટલે મોક્ષ.

(૧૬) સૌના ભલામાં આપણુ ભલુ છે.

(૧૭) હું અને મારૂ હે પ્રભુ બધુય સારૂ.

(૧૮) નિયમ વિનાનું જીવન બ્રેક વિનાની ગાડી જેવુ છે.

(૧૯) દર્દ, દેવુ અને દુશ્મન કદી વધારવા નહિ.

(૨૦) પશુ ખાણથી માણસ વખાણથી રાજી થાય છે.

(૨૧) જે નાનો થાય છે તેજ મોટો થાય છે.

(૨૨) નિર્માનીપણુ એ મહાન નિર્ભય પદ છે.

(૨૩) કાન અને આંખ ઠાકોરજીમાં રાખ.

(૨૪) મન મુખી સદાય દુઃખી.

(૨૫) તુ તારૂ કર.

(૨૬) સરળતા સર્વે સદગુણનો પાય છે.

(૨૭) રાજીપો એ ભક્તની સંપત્તિ છે.

(૨૮) ચિત્તા અને ચિંતા બંનેને બાળે છે.

(૨૯) ત્યાગ બાગ છે, રાગ આગ છે.

(૩૦) ત્યાગ સુખનુ મુળ છે, રાગ દુઃખનુ મુળ છે.

(૩૧) દગો કોઈનો સગો નહી.

(૩૨) દાસ કદી ઉદાસ ન હોય.

(૩૩) સુખ દુઃખ એ મનની કલ્પના છે.

(૩૪) પાપની સ્વીકૃતિ એ મુક્તિનું દ્વાર છે.

(૩૫) આળસથી કટાઈ જવા કરતા મહેનતથી ઘસાઈ જવુ ઘણુ સારૂ છે.

(૩૬) પુરૂષાર્થ વિનાનું પ્રારબ્ધ પાંગળુ છે.

(૩૭) સ્વાદ અને વાદ જીવને બરબાદ કરી નાખે છે.

(૩૮) નવરી નાત નખોદ વાળે છે.

(૩૯) કટુવચન મોત વિનાનું મૃત્યુ જ છે.

(૪૦) ઈર્ષા પોતાને અને બીજાને સળગાવવાનું જ કામ કરે છે.

(૪૧) નિંદા એ હળાહળ ઝેર છે. વખાણ એ અમૃત છે.

(૪૨) ભૌતિક વિકાસ એ આધ્યાત્મિક વિકાસનો મળ છે.

(૪૩) વિશ્વાસ એ વિશ્વનો શ્વાસ છે.

(૪૪) દઢ જે એજ સફળતાની નિશાની છે.

(૪૫) દંભથી મેળવેલો રાજીપો અનેક કુરાજીપો કરીને નાશ પામે છે.

# સંતભૂમિ શ્રી સ્વામિનારાયણ મંદિર અમરેલીનો ઈતિહાસ

વ્હાલા ભક્તો...

સંત શુરા અને સતીના નિધિરૂપ સોહામણા સૌરાષ્ટ્રમાં આવેલ અમરેલીના અમર આંગણામાં દિવ્યાનંદ ઉપજાવે એવા અનેક મહાપુરૂષોના જીવન ગાથાની અમર ગરિમા સમાયેલી છે. જેમાં મહાન પરોપકારી દુઃખભંજન સંત મુળદાસજી તથા સત્સંગની માં મુક્તાનંદ સ્વામી તથા નિશદિન ફુલહારની સેવા કરી શ્રીજી મહારાજને રાજી કરતા મુસ્લિમ બિરાદર આદમ અને મકન તથા **''પડી વસ્તુ કોઈની હાથે ઝાલે ન રાજ''** એ કડીને સાર્થક કરતા ખોડા મોચી જેવા નિઃસ્પૃહી ભક્તરાજ આ ભૂમિમાં થયા છે. તેમજ ઉધ્ધવ અવતાર સદ્‌ગુરૂ રામાનંદ સ્વામી પણ મુળદાસજીના આશ્રમમાં પધારેલા છે તેમજ ભગવાન શ્રી સ્વામિનારાયણે આંબા ગામના દેવશી લુહારના દિકરાના લગ્ન સમયે દિવ્ય સ્વરૂપે પધારી રૂપિયા અને ઘરેણા આપ્યા હતા તેમજ ગાયકવાડ સરકારના મુખ્ય દિવાન બાબા સાહેબના પત્ની તુલજાબાઈને અમરેલીની કચેરીમાં દિવ્ય સ્વરૂપે દર્શન આપ્યા હતા.

આમ અનેક દિવ્ય પ્રસંગોથી પાવન થયેલી આ ધરામાં જુનાગઢ મંદિરના આદિ મહંત સદ્. શ્રી ગુણાતીતાનંદ સ્વામીએ હરિભક્તોના આગ્રહથી પોતે જુનાગઢથી અમરેલી આવી સંવત ૧૯૨૦માં ઠેબી નદીના કાંઠે શ્રી સ્વામિનારાયણ મંદિરનું ખતામુહૂર્ત કર્યુ ને સંવત ૧૯૨૧માં સદ્‌ગુરૂ શ્રી ગુણાતીતાનંદ સ્વામીએ શ્રીજી મહારાજની મૂર્તિ અને હનુમાનજી પધરાવીને સ્વહસ્તે પ્રતિષ્ઠા કરી ત્યાર પછી સદ્. શ્રી બાલમુકુંદદાસજી સ્વામીએ મંદિરમાં ઘણા સુધારા વધારા કરી સદ્. શ્રી ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિ તથા શ્રીજી મહારાજની મૂર્તિ તથા ગણપતિની મૂર્તિ પધરાવી હતી તે હાલ મંદિરમાં છે. ત્યાર પછી સદ્‌ગુરૂ શ્રી મહાપુરૂષદાસજી સ્વામીએ અમરેલીના સુબા પાસે જઈ ઐશ્વર્ય બતાવીને પગથીયાનો લેખ કરાવીને મંદિર ઉપર જવાય તેવા પગથીયા

કરાવ્યા ત્યારપછી રાજકોટ ગુરૂકુળના સદ્. શાસ્ત્રી શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ મંદિરનો જીર્ણોધ્ધાર કરી પાંચ દિવસનો મહાવિષ્ણુયાગ કર્યો હતો ત્યારે પ.પૂ. જોગી સ્વામીના ગુરૂ સદ્. મહંત શ્રી કૃષ્ણજીવનદાસજીસ્વામીએ પાંચ દિવસ સુધી અમરેલીમાં કાળને રોકી રાખ્યો હતો. ને પછી ઈ.સ. ૧૯૯૫માં અમારા ગુરૂ સદ્. શ્રી ભક્તિસંભવદાસજી સ્વામીને મંડળે સહિત પ.ભ. શ્રી ડૉ. બી. ડી. સાવલીયા સાહેબ તથા પ.ભ. કોઠારી શ્રી મગનભાઈ સાવલીયા તથા પ.ભ. શ્રી ધીરૂભાઈ સતાણી આદિક હરિભક્તો સત્સંગ, કથા, વાર્તા કરવા માટે તેડી લાવ્યા અને પૂ. સ્વામીએ બે વર્ષ સુધી સતત કથાવાર્તા કરી સત્સંગનુ ખૂબ પોષણ કર્યુ. ત્યાર પછી સત્સંગના આગેવાન હરિભક્તોએ સ્વામીને કહ્યું કે સ્વામી આ મંદિર જીર્ણ થઈ ગયેલ છે તેમજ મંદિરમાં ઘણી સંકડાશ પડે છે માટે આપ આ મંદિર પાડીને તેજ પ્રસાદીની ભૂમિ ઉપર નૂતન મંદિર બનાવો અને અમો સૌ હરિભક્તો તમારી સાથે રહીને તન, મન ધનથી સેવા કરીશુ.

આમ હરિભક્તોની પ્રાર્થના અને ઉમંગ ઉત્સાહ જોઈને સ્વામીએ જુનુ મંદિર પાડીને તે જ પ્રસાદીની જગ્યા ઉપર ઈ.સ. ૧૯૯૭ ના વૈશાખ વદી-૧૦ ને દિવસે પ.પૂ.ધ.ધુ. ૧૦૦૮ આચાર્યશ્રી અજેન્દ્રપ્રસાદજી મહારાજના વરદ્ હસ્તે ભવ્ય ખાતમુહૂર્ત કરાવ્યુ ત્યાર પછી પ.પૂ. સદ્. શ્રી ભક્તિસંભવદાસજી સ્વામીના માર્ગદર્શન મુજબ હરિભક્તોના તન-મન-ધનના સાથ સહકારથી તથા પ.પૂ. કો. ધર્મવલ્લભદાસજી સ્વામી તથા પ.પૂ. શુકસ્વરૂપદાસજી સ્વામી આદિક સંતોના અથાગ પરિશ્રમથી ફક્ત પાંચ જ વર્ષમાં કલાકૃતિના નમૂના રૂપ નવ્ય ભવ્ય નૂતન શિખરબધ્ધ મંદિર સંપૂર્ણ તૈયાર થઈ ગયુ પરંતુ સાંપ્રદાયિક સંઘર્ષને કારણે આ મંદિર પાંચ થી સાત વર્ષ સુધી મૂર્તિ પ્રતિષ્ઠા વિના રહ્યુ પછી ઈષ્ટદેવ ભગવાન શ્રીસ્વામિનારાયણની અકલ્પ્ય કરૂણાથી તથા સદ્ગુરૂ સંતોના અતંરના રૂડા આશીર્વાદથી તથા સંતો હરિભક્તોની સદ્ભાવનાથી મૂર્તિ પ્રતિષ્ઠાનો રૂડો અવસર પ્રાપ્ત થયો વિક્રમ સંવત ૨૦૬૬ માગશર વદ-૧૨, તા. ૧૩-૧૨-૨૦૦૯ ને રવિવારે સવારે ૧૦ કલાકે પ.પૂ.ધ.ધુ ૧૦૦૮ આચાર્યશ્રી રાકેશપ્રસાદજી

મહારાજના વરદ હસ્તે બાલુડા ઘનશ્યામ મહારાજ તથા ધર્મદેવ ભક્તિમાતા અને હરિકૃષ્ણ મહારાજ આદિ દેવોનો પ્રાણ પ્રતિષ્ઠા વિધિ સંપન્ન થયો હતો આ નિમિત્તે સાત દિવસનો ભવ્યાતિ ભવ્ય પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો હતો.

હાલ આ મંદિરમાં પ.પૂ. સદ્. શ્રી ભક્તિસંભવદાસજી સ્વામીની આજ્ઞાથી તથા પ.પૂ. કો. શ્રી ધર્મવલ્લભદાસજી સ્વામીના માર્ગદર્શન પ્રમાણે પ.પૂ. શાસ્ત્રી શ્રી ગોપાલમુનિદાસજી સ્વામી તથા પ.પૂ. શાસ્ત્રી હરિસ્વરૂપદાસજી સ્વામી આદિ સંતો દ્વારા સત્સંગ ઉત્કર્ષના વિવિધ કાર્યો થઈ રહ્યા છે જેવા કે ગામડે ગામડે સત્સંગ સભાઓ, શ્રધ્ધાંજલિ સભાઓ, સપ્તાહ પારાયણો બાળ-યુવા મંડળ દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમો અને પ્રોજેક્ટ શો દ્વારા વિવિધ પ્રવૃત્તિઓ થઈ રહી છે.

## મંદિરમાં થતી વિવિધ પ્રવૃત્તિઓ :-

(૧) નિત્ય-દરરોજ પાંચ કથાઓ.

(૨) દર એકાદશીએ રાત્રે ૯ થી ૧૧ ઘનશ્યામ સત્સંગ મંડળની સભા.

(૩) દર મહિનાની ૧ અને ૧૫ તારીખે રાત્રે ૯ થી ૧૧ ઘનશ્યામ યુવક મંડળની સભા.

(૪) દર રવિવારે ૪ થી ૬ ઘનશ્યામ બાળ-મંડળની સભા.

તેમજ વાર્ષિક ઉત્સવો જેવા કે રામનવમી, જન્માષ્ટમી, જલઝીલણી, શરદપૂર્ણિમા, અન્નકોટ, ધનુર્માસ, રંગોત્સવ, પાટોત્સવ અને હિંડોળા ઉત્સવ આદિક મહોત્સવો ભવ્ય રીતે ઉજવાય છે.

**અસ્તુ. જય શ્રી સ્વામિનારાયણ**

**સમાપ્ત**

## પુસ્તકના યજમાનશ્રીઓ

- પ.ભ. શ્રી અંકુરભાઈ સુરેશભાઈ પડસાલા - અમરેલી
- પ.ભ. શ્રી ગીરીશભાઈ કાળીદાસભાઈ પટેલ - અમદાવાદ
  હસ્તે. સુપુત્ર : રચિત
- સત્સંગ સમાજ - જેતપુર
  હસ્તે. પ.પૂ. સદ્. કો. શ્રી ભક્તિસંભવદાસજી સ્વામી - જેતપુર
- અ.નિ. શાંતિલાલ મગનલાલ દોશી - અમદાવાદ
  હસ્તે. દોશી પરિવાર
- અ.નિ. રસિકભાઈ મગનભાઈ સાવલીયા - અમરેલી
  હસ્તે. દિપકભાઈ (હરિકૃષ્ણ કાર્ટીંગ હરિકૃષ્ણ ટ્રાવેલ્સ - સુરત)
- અ.નિ. રતિભાઈ નાનજીભાઈ ઠાકર - અમરેલી
  હસ્તે. ધવલભાઈ હરેશભાઈ ઠાકર (સ્વસ્તિક ટ્રાવેલ્સ)
- અ.નિ. મોહનભાઈ નાનજીભાઈ ચોથાણી - અમરેલી
  હસ્તે. પ્રફુલભાઈ ચોથાણી (યુવક મંડળ સભ્ય)
- પ.ભ. શ્રી લાલજીભાઈ રવજીભાઈ ત્રાપસીયા - અમરેલી
  (યુવક મંડળ - સભ્ય)
- પ.ભ. શ્રી સંતોષકુમાર રસીકભાઈ વિસાણી - અમરેલી
  (યુવક મંડળ - સભ્ય)
- પ.ભ. શ્રી અવસરકુમાર અરવિંદભાઈ સરવૈયા - અમરેલી
  (યુવક મંડળ - સભ્ય)
- પ.ભ. શ્રી રાજુભાઈ રણછોડભાઈ માંડાણી - અમરેલી
  (યુવક મંડળ - સભ્ય)
- પ.ભ. શ્રી ઘનશ્યામભાઈ લક્ષ્મણભાઈ ધાનાણી - અમરેલી
  (યુવક મંડળ - સભ્ય)

